# ભાનુમતી*



રચિને પ્રસિદ્ધ કરનાર.

**શ્રી**

બાળજ્ઞાનવર્ધક સભાનો એક સભાસદ.

"Prove all things. Hold fast that which is good."



અમદાવાદ મધ્યે.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીં એન્ડ જ૦ એ૦ કં૦ "લિમિટેડ" ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૩૮. સને ૧૮૮૨.

મૂલ્ય છ આના.

# अर्पण पत्र.

## श्री बाळ ज्ञानवर्धक सभा !

દેશને કલ્યાણ કારી, ભક્તને આનંદ દાયી,
દેવી શુભ નામ ધારી, સભા ગુજરાતમાં ;
ચમત્કારી કીધાં કામ, નાની વયે તેં તમામ,
વધારવા બાળજ્ઞાન, ભલી ભલી ભાતમાં ;
કર્યાં એક સંપ બાળ, દેઈ રૂડો ભાઈ ભાવ,
પામી જય સર્વ ઠાર, સારી બધી વાતમાં ;
*દેશમાં ચોપાસ તારી, જય ધ્વજને ઉરાડી,
આપનારી જ્ઞાન વારિ, સેવકના સાથમાં

અતિ શ્રમ થકી કીધો, જ્ઞાનમાં તેં વધારો,
સફળ કરિ બતાવ્યો, માત ઉદ્દેશ તારો ;
ધન અતિ ખરચેથી, થાત ના કામ જે જે,
કરતી સતત હર્ષે, માત તું આજ દેશે. ૨

ટાળી વે'મજ બાળનાં મન કર્યાં જાગૃત સુજ્ઞાનથી,
દેશોદ્ધારનું મૂળ તેં અચળ તો, કીધું મહા કષ્ટથી ;
વૃદ્ધિ તારી સદૈવ નાથ કરશો, માગું કરી પ્રાર્થના,
અર્પે છે તવ દાસ ગ્રંથ લઘુ આ, સ્વીકારશો જ્ઞાનદા. ૩

એ૦ સ૦

---

*તારાં ભાષણો, શુભ પ્રયત્નો, તથા બાળ જ્ઞાનવર્ધક ચોપાનિઆ વડે આખા ગુજરાતમાં તારા સર્વોત્તમ દેશ હિતકારી વિચાર ફેલાવીને, તેં ચોતરફ તારો વિજય-ધ્વજ ઉરાડી છે.

# પ્રસ્તાવના.

કોઈ પણ દેશની સારી અવસ્થા તેમાં વસનારા લોકોની આરોગ્યતા, નીતિ, વિદ્યા, ઉદ્યમ, લક્ષ્મી, સંપ અને સ્વાભિમાન ઉપર આધાર રાખેછે. જો ઘરસંસારની સ્થિતિ સારી હોયતો, માણસ આ બધા ગુણ સમ્પાદન કરેવા યત્ન કરે. આ ઉપરથી આપણે વિચાર કરવો જોઈએ કે ઘરસંસારની સ્થિતિ ક્યારે સારી હોય? મારા વિચાર પ્રમાણે જ્યારે સંસાર ચલાવનાર જોડું લાયક ઉમ્મર અને ગુણવાળું હોય, ત્યારેજ ઘરસંસારની સ્થિતિ સારી હોય. જ્યાં એ બે બાબતો નથી, ત્યાં પૈસો કે બિજી બધી તરેહની સગવડ વ્યર્થ છે. માટે સ્વદેશનો ઉદ્ધાર કરવાને, સ્વજ્ઞાતિનું હિત ઈચ્છનારને, નીતિનો વાવટો ઉરાડનારને, ધર્મના ફેલાવનારાઓને, અને પોતાની લક્ષ્મી તથા કીર્તિ અચળ રાખવા ધારનારને, મારી એજ વિનંતી છે કે સર્વેએ એકઠા થઈને પોત પોતાના સર્વોત્તમ યત્નોમાં વિજયિ થવા પ્રથમ આપણા સ્વદેશી બન્ધુઓના ઘરસંસારની સ્થિતિ સુધારવી જોઈએ. વખત જતાં અનુભવ સિદ્ધ થએલું છે કે જ્યાં સુધી આપણા આર્યવૃતમાં લોકોની સંસાર સ્થિતિમાં સુધારો થયો નથી, ત્યાં સુધી તેની અવસ્થા સુધારવા ગમે તે ઉપાય લેવામાં આવે, તે બધું ધુમાડાના બાચકા ભરવા જેવું છે. લાયક ઉમ્મર અને ગુણવાળાં જોડાં ન બંધાવવામાં મૂખ્યમાં મૂખ્ય દુશ્મન કોણ છે? બાળલગ્નનો ઘાતકી રિવાજ. આ પ્રમાણે બાળલગ્નનો ઘાતકી રિવાજ સ્વદેશનો ઉદ્ધાર કરવાના શુભ ઉપાયો

પાર પાડવામાં આપણને શક્તિહીન બનાવે છે. માટે આ જના સમયમાં દરેક સુજ્ઞ પુરૂષે ધુમાડાના બાચકા ભરવા જેવી મોટી મોટી બાબતો હાથમાં લઈ બેસવા કરતાં, બાળ લગ્નની પાપિષ્ટ રૂઢીનો નાશ કરવા તન, મન ને ધનથી પ્રયત્ન કરવો જોઇએ.

બાળલગ્ન કરવાનાં મૂખ્ય ત્રણ કારણ હોયછે. ૧. જેને મૂર્ખ સ્ત્રીઓ છોકરૂં પરણાવવાનો લાવો લેવાનું કહેછે તે, ૨. કુળ વિગેરે જોઈ મૂર્ખ લોકમાં આબરૂ રાખવા, અને ૩. પૈસો ખાવા અધિકાર મેળવવા અગર પૈસાદારનો એકનો એક છોકરો જોવામાં. આ ચોપડીમાં એ રૂઢીઓ ઉપર ઘણું કરીને યથાશક્તિ વિવેચન કર્યું છે, તોપણ કુળ જોવાની રૂઢી ઉપર મૂખ્ય હુમલો છે. કુળવાન વર શોધવાની લાલચમાં માબાપ કેટલો શ્રમ, અને ખર્ચ વેઠીને પોતાની એકની એક વહાલી છોડીને, મોં માગ્યા સુખ ને લાડમાં ઉછેરી, સદ્‌ગુણ, વિદ્યા અને સુજ્ઞાનનો ભંડાર બનાવી, લક્ષ્મી, વિદ્યા, સંપ અને સદ્‌ગુણો રહિત, પરંતુ પ્રાચિન સમયથી શ્રેષ્ઠ કુળમાં ખપતા કુટુંબના અભણ, અપલક્ષણા, કદરૂપા, મૂર્ખ નાના બાળક સાથે પરણાવી તેનો ભવ હાથે કરીને બગાડનાર પાપિષ્ટ થયાછે, એ બાબતનું આબેહુબ ચિત્ર બતાવવાનો આ લઘુ ગ્રંથમાં શ્રમ લીધો છે.

અર્વાચિનકાળમાં પ્રાચિનકાળોની મોટાઇનો તદન નાશ થયોછે, એ વિવેકબુદ્ધિવાળા મનુષ્યને ખબર હોવીજ જોઇએ. કુળવાન કોને કહેવા! શ્રેષ્ઠ કુળ કયું? એ બાબતનું વિવેચન ઘણા ગ્રંથોમાં થયેલું છે, પરંતુ ટૂકામાં (મને આ-

શ્ચર્ય એટલુંજ લાગેછે કે) જેઓ ચોરી, વ્યભીચાર, મદ્યપાન, માંસ ભક્ષણ કરેછે, જેઓ અહોનિશ રાંડોને ત્યાં પડ્યા રહી મ્લેચ્છોના ભેગા ખાયછે, જેઓની સ્ત્રીઓ, પુત્રીઓ અને બહેનો ઝાહેર રીતે પર જ્ઞાતિના કે યવનોની સાથે ઘર માંડી તેના તેજ શહેરમાં તેમની નજરે સંસાર ચલાવેછે, જેઓ તેમનાં દેવ, દેવસ્થાનને ભ્રષ્ટ કરી વેચી નાંખેછે, જેઓ કસાઇને ત્યાં ગાય વેચી સરકારથી શિક્ષા ખમેછે, તેવા બ્રાહ્મણો કે વાણીઆઓનાં કુળ હોય તેવાંને તેવાં **સર્વોતમ** કહેવાય!!!

લગ્નની રૂઢી સુધારવા આવાં આવાં ઘણાં પુસ્તક લખવામાં આવશે, ત્યારે લોકોને કંઈ પણ અસર થશે એમ ધારી, કોઈ પણ ગ્રંથને અનુસર્યા શિવાય માત્ર જાતિ અનુભવ અને નીતિઅક્કલથી આ લઘુ પુસ્તક સુજ્ઞજનોની અમીદ્રષ્ટી આગળ મૂકયું. મારા કેટલાએક મિત્રો સ્વયંવર કરવાની પ્રાચિન રૂઢી પાછી આણવા અગર આપણા રાજ્ય કરતા યૂરોપિઅનની લગ્ન રૂઢી ગૃહણ કરવા માગેછે, પણ એમાં તેઓ વિજયી થશે કે નહિ એ શંકાસ્થાન છે. મારો અભિપ્રાય એ છે કે છોકરા અને છોડી વચ્ચે ઓછામાં ઓછું છ વર્ષથી માંડીને તે વધારેમાં વધારે પચીશ વર્ષનું છેટું રાખવું, તથા જો છોકરો સોળ વર્ષથી વધારે વયનો થાય, રળી કમાઇને એક નાના કુટુંબનું ભરણ પોષણ કરી શકશે એવી ખાત્રી જણાય, સ્ત્રી એટલે શું. અને તેની જરૂરનો તેનામાં સમજણ આવે, તોજ માબાપે તેને પરણાવવો, એટલે સ્વયંવર કરવાનો ઘણો ખરો હેતુ, બલકે

ખરે ખરો હેતુ પાર પડશે, અને જોડું સુખી થશે. આ ઉપાય મને સૌથી વધારે સુગમ લાગેછે, પછી "કપાળે કપાળે જૂદી મતિ" તે પ્રમાણે જેને જે સારો લાગે તે ગૃહણ કરવો, પણ સ્વદેશને ગમે તે પ્રકારે દુષ્ટ બાળલગ્ન રૂપી ક્ષઈ રોગ થયોછે, તે મટાડવા જબરાં ઔષધ કરવાં જોઇએ.

આપણી શ્રી બાળ જ્ઞાનવર્ધક સભાનો સૌવર્ણુ નિયમ એ છે કે, સભાસદોના કોઈ પણ કૃત્ય ઉપર, સમજુમિત્ર અને વિદ્વાનવર્ગ તરફથી કંઈ ભલામણ કે શિખામણ મળે, તો તેના ઉપર પ્રથમ લક્ષ આપવું, આ ઉપરથી સર્વે વાંચનાર સજ્જનોને મારી વિનંતિ છે કે, મારા અનુભવમાં, મારા વિચારમાં, કે જોડણી અગર ભાષામાં જે જણાવવા જેવી કંઈ ભૂલ નજરે પડે, તે મને જણાવશે તો તેમનો આભાર માનીશ.

---

# ભાનુમતી. १५७६



## પ્રકરણ ૧ લું.

નાના પ્રકારનાં વૃક્ષો, જેવાં કે આંબા, આસોપાલવ, રાંણ, જાંબૂડા, વડ, પિપળ, પિપળા, લીમડા વિગેરે અનેક ઝાડો-ની ઘટાઓથી ઘેરાયલા એક સુંદર કુદરતી ચોકની મધ્યે થઈ પાસેના પર્વતમાંથી ઉત્પન્ન થતી વેત્રવતી નદી સર્પાકાર વહેતી હતી. સદા કંચન જેવા સ્વચ્છ, પવિત્ર અને તાજું પાણી પિવાથી ઝીણા અને મધુરે થયેલા કંઠવાળાં મેના, પોપટ, કોયલ, મોર વિગેરે સાંજ સવાર ઈશ્વરના ઉપકાર ગાઈ નાસ્તિક જનને બોધ આપતાં, દુષ્ટ દાનતથી ઝાડીમાં સંતાતાં દુષ્ટ પ્રાણિઓને ઠપકો દેતાં, ગરિબ ઉદ્યોગીને નિરપરાધિ પક્ષિઓ વૃક્ષોની ઘટાઓમાં આનંદ કરતાં હતાં. કુદરતની સર્વ ખુબસુરતીઓના મધ્યબિંદુ આ ચોકની વચ્ચોવચ્ચ થોડા કોશના ઘેરાવાવાળું એક સુશોભિત નાનું મધુપુર નામનું નગર વસેલું હતું. સર્વે પ્રકારના ઉંચ ધંધા કરનારા કારીગર અને મહેનતુ લોકો શહેરમાં વસ્યા હતા. સર્વે લોક પોતપોતાના વહેવારમાં સત્યપણે વર્તિ ધંધો રોજગાર ચલવતા હતા. ધર્મ ઉપર સર્વની આસ્થા સારી હતી. સર્વ જાતિના લોકોને વિદ્યાનો શોખ વખાણવા લાયક હતો. પર્વતના શિખર પરથી નિકળતું મોટી નદીનું ઝરણુ આસપાસ આવેલી શિલાઓને

વધારે ને વધારે આનંદથી જીવેછે, તેમ સર્વ સુખ સંપનું કારણ નગરના રાજ્ય કુટુમ્બના શિખર રાજામાંથી ઉત્પન્ન થતું સર્વ લોકોને જણાતું હતું. સર્વ વિદ્યાઓમાં કુશળ બ્રાહ્મણો આ નગરના વિદ્વાન રાજાની દરબારમાં તથા વિદ્વાન ઋષિઓના આશ્રમમાં રહી, આસપાસના દેશોના પંડિતો ઉપર વિજય મેળવી આવતા હતા. લોકોને ધર્મોપદેશ મંદિરે મંદિરે ને વાટે ઘાટે ઠીક મળતો હતો. સર્વ સંતોષિ અને સાદા મનનાં હતાં. વેપાર રોજગાર પુષ્કળ મળવાથી નવરાં મનથી ઉત્પન્ન થતા વહેમ, જુગાર, ચોરી, વ્યભિચાર, કપટ વિગેરે દુષ્ટ રોગો હજુ આ નગરમાં પ્રસર્યા નહોતા.

વૈશ્યલોકો પોતાના વણજ વહેપાર પ્રમાણિકપણેથી ચલાવતા. બ્રાહ્મણો અહોનિશ વેદનો અભ્યાસ કરતા, અને શાસ્ત્રોક્ત પવિત્રતા પાળી ધર્મ કર્મ કરતા. પાછલી ૪ ઘડી રાત્રિને સમયે ઉઠી વેગવતી ગંગામાં નાહિ ધોઈ સંધ્યા તર્પણ કરી, ઘેર દેવસેવા કર્યા પછી સહુ સહુના ઉદ્યમે વળગી જતા. કોઇને નવરા બેસી ચારકી કુથલી કરવામાં, દંડાબાજી ઉડાવવામાં કે કોઇને નાહક ખરાબ કરવામાં તેમનું બિલકુલ લક્ષ નહોતું, કેમકે ઇશ્વરે સહુને તેમની નિષ્ઠા પ્રમાણે સુખનો રોટલો આપ્યો હતો. ક્ષત્રિલોકો પોતાના શૂરપણામાં ભયંકર સિંહની બરોબરી કરે એવા હતા. મજબૂત બાંધાવાળા કદાવર શરીરથી, રોષવાળી લાલ અને ભવ્ય આંખ્યથી, જૂદી જૂદી તરેહનાં પ્રાણઘાતક હથિઆરોથી, અને ચાલવા ચાલવામાં તેમની નમ્રતા ભરેલી પણ વીર પુરૂષને છાજે

તેવી છટાથી, તેમના શૂરને અને આ ઇંદ્રપુરીના બાળક થઈ તેની મગરૂરીમાં વધારો કરવાને, તે જોઈએ તેવા લાયક હતા. હથિઆરના વિધવિધ ઉપયોગોમાં કુશળ, તેમ ધર્મ સંબંધિ અને રાજ્યકાજ સંબંધિ વિદ્યાઓમાં પૂરા હતા. ધન, સંપત્તિ, સુખ, શૌર્ય, રૂપ, અને માન હરનારાં અફીણ, ગાંજો, ભાંગ, દારૂ કે વ્યભિચારનું કોઈ પણ દુષ્ટ વ્યસન હજુ સુધી ક્ષત્રિ લોકોમાં પેઠું નહોતું. શૌર્યની હાનિ કર્તા કોઈ પણ મતે કે રિવાજે તેમની જાતિમાં પગ પેસારો કર્યો નહતો. ટુંકામાં, જેવા સત્યવાળા, ધર્મિષ્ટ અને શૂરા પ્રાચિન ક્ષત્રિઓ હતા, તેવાજ સદ્ગુણોવાળા આ શહેરના આ વખતના ક્ષત્રિઓ પણ હતા. તે ચંચળ, ઉદ્યોગી અને રાજભક્તિમાં દૃઢ હતા. વચન પાળવામાં, તથા ફરજ બજાવવામાં એક્કા હતા. અત્યાર સુધી આસપાસના દેશોમાં લૂટફાટ, જોર જુલમ અને ગેરબંદોબસ્ત ચાલતો હતો તેથી કોઇપણ ક્ષત્રિએ મોદી, ગાંધી, કે ખેતી વિગરે વૈશ્યોનાને શૂદ્રના ધંધાઓ કરવાનું સ્વપ્નામાંએ દીઠું નહોતું. સ્વદેશનું રક્ષણ કરવા તરફ અને રણક્ષેત્રમાં જૂદાં જૂદાં પરાક્રમો કરી પોતાનું શૌર્યસિદ્ધ કરી આપવા તરફ સર્વેનાં મન સદા રોકાયાં હતાં, અને તેથી કોઇપણ લાગ આવી જતો, તો, તુરત સો કહેતાં હજાર જણ હથિઆર બાંધી ગમે તેવા ભયંકર દુશ્મનોને શિક્ષા કરવા તત્પર થઈ જતા. લગીર પણ અપમાન કે ધમકીને તેઓ સહન કરતા નહિ. તેઓની સ્ત્રીઓ પણ તેમના જેવા પુરૂષોને લાયકની હતી. ભ-

ભોળી, ચંચળ, ડાહી અને બહાદુર હોવાથી પોતાના બધા અને પુત્રોને કોઈ પણ વખતે નામર્દી શબ્દો કાને પડવા દેતી નહિ, પરંતુ પોતાની સહીઓનાં ટોળાંઓમાં પોતાના વર અને પુત્રોનાં પરાક્રમો માટે મગરૂર થવાને, અને તે સર્વનું માન લેવાને પોતાના વરને તથા પુત્રોને હમેશાં રણસંગ્રામમાં શૂરાં કૃત્યો કરી, જીત મેળવી આવવાને વધારે ને વધારે ઉશ્કેરતી.

શૂદ્રલોકો પણ પોતાના ધંધામાં કુશળ હતા. ઉચ્ચ વર્ગના લોકોની અક્કલ અને બળથી તેમને જે સુખ અને રક્ષણ મળતું, તેમનો બદલો તેમની ધર્મ નિષ્ટાથી સેવા બજાવવામાં તેઓ વાળી આપતા. જેવા તેઓ ઉદ્યોગી, ધર્મિષ્ટ તેવાજ તેઓ ભોળા, સહન શક્તિવાળા, નિરપરાધિ અને સંપને ચહાનારે હતા, અને તેથીજ પોતાની ગુલામી અવસ્થામાં ફરજ અને સંતોષ સમજી, ઉચ્ચ વર્ગના લોકોએ તેમને વિદ્યાભ્યાસ વિગરે બુદ્ધિના પ્રયોગોથી બાતલ કરી પશુઓ પ્રમાણે ગણેલા, તો પણ તેમણે પોતાનો અસલ ધંધો છોડીને ઉંચા પ્રકારના ધંધા કરવાનો દાવો કે હિમ્મત હજી સુધી કર્યાં નહોતાં.

સર્વે વર્ણના લોકો પ્રતાપી પુણ્યવાન અર્જુનસિંહના ન્યાયી રાજ્યમાં આજના સમયમાં દેખાતાં અરસ્પરનાં વૈર લાવ્યા સિવાય પોતપોતાના ધંધા રોજગારમાં સુખી હતા. જેવી પ્રજા હતી તેવોજ સર્વ સદગુણ નિધાન શૂરવીર રાજા પણ તેમને મળ્યો હતો. શત્રુનો કાળ અ-

ર્જુન સિંહ, સારા વિદ્વાન પ્રધાનો અને ધર્માચાર્ય દ્વિજ વરોથી વિંટળાયલો, હંમેશ રાજ્યકાજ્યમાં ધર્મશાસ્ત્રોક્ત તથા સમયાનુસાર રૂઢિઓથી ન્યાય કરી, પ્રજાનાં મનરંજન કરતો હતો. સદ્‌ગુણી પ્રજામાં દુષ્ટ, ચોર, લંપટ, ખુની ને લાંચિઆ નહોતા, તેથી તેવા અપરાધિઓ ઉપરની તેની સખ્તાઈ વારે વારે જોવામાં નહોતી આવતી, પણ ધર્મશાસ્ત્રના નિયમોથી પ્રજાનું સંરક્ષણ અને પાલન કરવામાં જે પરિશ્રમ તે લેતો તેની સખ્તાઈ જોઈ, તેના દુશ્મનો પણ તેની સ્તુતિ કરતા. પ્રજાનો પિતા, રણક્ષેત્રનો સિંહ, ધર્મનો એક્કો અને તાબાના સરદાર તથા નોકરોનાં અંતઃકરણનો આનંદ અર્જુનસિંહ પોતાની જુવાન અવસ્થામાંથી દેશ દેશાવરના પ્રખ્યાત ઉસ્તાદો પાસેથી ધર્મ અને ધનુર્વિદ્યા શિખિને પોતાના ધર્મ ધુરંધર વૃદ્ધ પિતાના સ્વર્ગવાસ પછી, જ્યારે ગાદી ઉપર આવ્યો, ત્યારે તેના વંશપરંપરાથી ચાલતો આવેલો રાજ્યનો આશ્રિત કાશીરામ કરીને એક વિદ્વાન, સુશીલ, સમજુ, ભલો, સંતોષી અને રાજ્યકાજ્યમાં સલાહ લેવા લાયક બ્રાહ્મણ તેનો ખાસ મંત્ર હતો. પ્રભાતમાં ઉઠી સ્નાન સંધ્યા, પૂજા પાઠને ઉપાસના વિગરે નિત્યકર્મ કરી, થોડો ઘણો યથાશક્તિ વેદનો અભ્યાસ કરી, વૃદ્ધમાતાની ખબર અંતર પૂછી, પોતાનાં સર્વે ભાઈ બહેન, ભાણેજ ભત્રિજા સ્નાન સંધ્યા પૂજા પાઠ કરી તૈયાર થઈ રહ્યાં હોય, તેમને લઈ, ગૃહસ્થાશ્રમના નિયમ પ્રમાણે પંગતે બેસી, જમી, દરબારને અને પોતાના અધિકારને લાયક પોશાગ પહેરી, સવાપહોર

દહાડો ચઢે, રાજ્યસેવામાં રોજ વખ્તસર હાજર રહેતો. તેની પતિવ્રતા સ્ત્રી રાધાલક્ષ્મી ખરેખર સતી રાધા જેવી પોતાના પ્રિયપતિને સુખ ઉપજાવનારી હતી. રૂપ, સદ્‌ગુણ, ચંચળતા, વિદ્વત્તા, વાણીનું માધુર્ય અને વડિલોની સેવા ને આમન્યા પાળનારી તે સર્વ સ્ત્રીઓમાં એક રત્ન હતી. ઇશ્વરે જેવું કુળ, વિદ્યા, સંપ, ધન, સદ્‌ગુણ અને રૂપ તેવુંજ સુખ આ જોડાને આપ્યું હતું. કાશીરામનું વય ૨૫ વર્ષનું અને રાધાલક્ષ્મીનું વય ૧૭ વર્ષનું હતું પણ કદમાં ને રૂપમાં જોઇયે તેવું સુશોભિત જોડું થઈ રહેતું હતું. બંને જણ પોતપોતાની વિદ્વતા, સદ્‌ગુણ, નમ્રતા, અરસપરસના અત્યંત પ્યાર, અને ઘરનાં ધનવાન હોવાથી જે સુખ ભોગવતાં તે સુખનો ચિતાર વાંચવા કરતાં વિચાર્યાથીજ મનમાં ખરેખરો ઉતરશે. અરૂણોદય થયા પહેલાં પોતાના સ્વામિની સાથે ઉઠી વહેલું વહેલું સ્નાન વિગેરે પરવારી કાશીરામને દેવસેવામાં સામાન વિગેરે તૈયાર કરી આપવામાં બનતી મદદ કરી, વૃદ્ધ સાસુને જગાડી, તેમની ખબર અંતર પૂછી, બહોળા કુટુમ્બ સારૂ રસોઈ તૈયાર કરવામાં દેરાણી જેઠાણી, નણંદ કે જે કોઈ રાંધતું હોય તેમને મદદ કરવા રસોડામાં જતી. પંગત બેસે ત્યારે, હસતે મોંઢે સહુને, પરૂણા પઇને હઠ હઠ કરી પિરસી જમાડી, સ્વામી કચેરીમાં જવા તૈયાર થાય તે પહેલાં જમી કરી, પોતાના પ્યાર ભરેલી મિઠી વાણી અને નજરથી સર્વ સંકટો અને દિલગીરી કહાવનારા હાથથી પાનસોપારી વિગેરે

મુખવાસના પદાર્થો આપવા વહેલી વહેલી હર્ષ ભરી પોતાના દિવાનખાના તરફ દોડી જતી.

મૃત્યુલોકમાં પણ દેવતાઓને ઇર્ષા ઉત્પન્ન કરે એવા સુખનાં ભોગવનાર આ સર્વ સદ્‌ગુણ સંપન્ન દંપતીને આ વખતે એક દેવકન્યા જેવી રૂપવાન છોકરી અવતરી. સુખસૂર્યના ચડતા પહોરમાં મણી જેવી કન્યા મળવાથી આખા કુટુંબને જે આનંદ થયો તેનું વર્ણન સહેલાઇથી ટુંકામાં કોણ કરી શકે? દિનપરદિન શુક્લપક્ષના ચંદ્રમાની પેઠે તે કન્યાનું કદ અને રૂપ ખિલતું ગયું. રાધાલક્ષ્મીને, રૂપમાં, ચહેરામાં અને બાળપણમાં સર્વ લક્ષણોમાં પોતાની કુંવરીને, સર્વ વાતે તેના પિતાનાં મિશ્રિત લક્ષણોથી, મળતી આવતી જોઇને, તેને, જ્યારે એકાંતમાં હોય ત્યારે એક સદ્‌ગુણી માતા તરીકે, અંતઃકરણમાં પ્યારનો ધોધ જેટલા જોરથી પડતો, તેટલા જોરથી તે પોતાની વહાલી પુત્રીને વિધ વિધ પ્રકારથી રમાડતી, તે વખતે જો કોઇ માણસ પાસે ઉભા હોય તો તેને સદ્‌ગુણી સ્ત્રીઓના હૃદયમાં માતૃભાવ કેવો પ્રબળ છે, તે આબેહુબ જણાઇ આવે. તે છોકરી જ્યારે બાર મહિનાની થઇ, ત્યારે તેની ફોઇએ તેનું નામ ભાનુમતી રાખ્યું, જે નામ તેના ખિલતા રૂપ તરફ જોતાં યથાર્થ હતું. અહોનિશ તેનું રૂપ અને કદ તેનાં માતપિતાની માફકજ વધી, ચાર પાંચ વર્ષની વયે તો તે તેની ઉમ્મરની છોકરીઓ કરતાં વધારે મોટી દેખાવા લાગી.

આ વખતે તેનાં વિદ્વાન માબાપે તેને સરસ્વતી દેવીના મંદિરમાં વિદ્યાભ્યાસને સારૂ મોકલવા ઠરાવ કર્યો. જે વિદ્યાના

પ્રતાપથી આવેલા સદ્ગુણો વડે પોતે જે સુખ ભોગવતા હોય, તે વિદ્યા પોતાની વહાલી દિકરીઓને આપવામાં કિયાં સદ્ગુણી માબાપો ના પાડે! જો કે ભાનુમતીને જોઇએ તેટલો વિદ્યાભ્યાસ રાધાલક્ષ્મી તથા કુટુંબનાં બિજાં માણસ કરાવી શકે તેવું હતું, તોપણ તે સમયે શહેરમાં ચાલતા રિવાજ પ્રમાણે, નાનાં મોટાનાં ને ભિન્ન ભિન્ન સ્વભાવનાં છોકરાંઓના સહવાસ, જોઇએ તેટલી હોશિઆરી અને અનુભવ મળવાના વિચારથી, તથા નાની નાની સહિઓ નિશાળમાંથી આવી જે જે વાતો કહે તે સાંભળી, ભાનુમતીની નિશાળે જવાની હઠથી, પોતાના કુળ અને અધિકારને છાજે તેવા મહેતાજી સાથે ઠરાવ કરી, ભાનુમતીને શહેરમાં પ્રખ્યાત અને સૌથી શ્રેષ્ઠ મગન પંડ્યાની નિશાળે મૂકી.

જે માણસ છોકરાની નિશાળ ભણાવતો તેજ માણસ છોડીઓની નિશાળ પણ ભણાવતો. છોડીઓ અને છોકરાઓને બેસવાનાં મકાન જૂદાં જૂદાં હતાં, પણ તેઓના ઉપર દેખરેખ તથા શિખવવાનું કામ ઘણુંખરૂં મહેતાજી પંડેજ ચલવતા. છોકરાઓને બારે બારે હિસાબ, તથા ધર્મશાસ્ત્રની જૂની નીતિની વાતો અને કંઇ ઇતિહાસિક લખેલા ગ્રંથો વિગરે સારી રીતે ધ્યાનથી શિખવવામાં આવતા. સર્વ કરતાં હિસાબ, વાંચન અને અક્ષર ઉપર વધારે કાળજી બતાવવામાં આવતી. સ્મરણ તથા વિચાર શક્તિ ખિલવવાને તરેહ તરેહની યુક્તિઓથી છોકરાઓને કેળવણી આપવામાં આવતી. પાંચ વર્ષથી માંડીને તે વિશ વર્ષ સુધીના છોકરા

નિશાળે ભણવા આવતા હતા. રાજ્ય દરબારના તે સમયના મોટા મોટા મંત્રિઓ અને કારકુનો વિગરે આજ નિશાળે ભણેલા હોવાથી, તથા છોકરાંને સારી રીતે દાબમાં રાખી, ઉંચા પ્રકારની વિદ્યા ટુંકા વખતમાં આપવાની, અને છોકરાંઓનાં માબાપનાં મન રાજી રાખવાની, મહેતાજીમાં ચતુરાઈ હોવાથી, આખા ગામમાં અધિકારિઓ, શ્રિમંતાઓ, અને બિજા સારા સારા લોકોની ચાહના, તે નિશાળ ઉપર વધારે હતી. જોકે મગન પંડ્યાને મરી ગયે ઘણાં વર્ષ થઈ ગયાં હતાં, તોપણ તેમના વખતમાં નિશાળ એવા સારા પાયાપર હતી, અને રાજ દરબારમાં તેમનું એટલું બધું વજન હતું, કે ગામના લોક હમેશ મગન મહેતાના નિશાળ તરિકેજ તેને ઓળખતા. આ વખતે જે માણસ ભણાવતો, તે તેમના છોકરાના છોકરો હતો. તે એવા તો સારા સ્વભાવનો હતો કે, પોતાના બાપના વખતમાં જે થોડું ઘણું માન ઓછું થયું હતું, તે પાછું આણી, ઉલટું વધાર્યું હતું. ગામના સર્વ લોક તેની ભણાવવાની રીત ઉપર રાજી હતા. તે સંતોષી તેમ સમજુ હતો. કોઈ છોકરાને હદ ઉપરાંત ઘાતકીપણે આજના મહેતાજીઓની માફક શિક્ષા કરતો નહિ. છોડિઓની તથા છોકરાઓની તેના ઉપર સારી પ્રીતિ હતી. છોડિઓની નિશાળ ઉપર તેની સ્ત્રી તથા બ્હેન વિગરે તેના ઘરનું સ્ત્રી મંડળ સારી મહેનતથી કામ કરતું હતું. તે સઘળાં ભણેલાંહતા. અને રાજાના મહેલમાંના સ્ત્રી વર્ગને, તથા મોટા મોટા અમલદારોને ઘેર તેમનાં બૈરાંને ભણાવવા જવાથી તેમની

નિશાળપર તે સર્વને એટલો તો વિશ્વાસ બેસી ગયો હતો કે, બધાએ કામદારો પોતપોતાની છોડિઓને નિશાળે મૂકવામાં જરીર પણ આંચકો ખાતા નહિ. ત્રણ વર્ષથી તે તેર વર્ષ સુધીના વયની છોડિઓ નિશાળમાં આવતી. કાગળ અને પાઠપૂજાનાં પાનાં વિગેરે વાંચતાં અને લખતાં શિખવીને તેમને નીતિની વાતો સંભળાવતાં, તથા ઉપયોગી ટુંકામાં ટુંકાં ગાયનનાં પદો અને ગરબીઓ મોઢે કરાવતાં. સંસાર ચલાવવામાં કામ આવે એવાં ગરબા ગરબીઓ શિખવવા અને સમજાવવાની સાથે ઇશ્વર ભક્તિ સંબંધીનો ઉપદેશ હમેશાં સાંજ સવાર તેમને કરવામાં આવતો. પુરાણોક્ત સતીઓનાં તથા લોકોમાં ચાલતી ગાથાઓમાંની પતીવ્રતા બહાદુર સ્ત્રી પુરૂષોનાં વર્ણનનાં ઉપ આખ્યાન રોજ નિશાળમાં કહેવાતાં, વંચાતાં અને મોઢે શિખવાતાં. પુત્રી, બહેન, સહી, સ્ત્રી, મા, ભાભી, દેરાણી જેઠાણી, સાસુ, માશી, મામી, કાકી, ફોઈ વિગેરે સ્ત્રીઓના સઘળા ધર્મ શિખવવા ઉપર મૂખ્યત્વે કરીને ધ્યાન અપાતું. થોડું ઘણું હિસાબ લેખાંમાં પણ જ્ઞાન અપાતું. અને સ્ત્રીઓને ઉપયોગના જે શિવવા, ભરવા, ચિતરવા અને ગાયનના હુનરો, તે ભૂલી જવામાં નહોતા આવ્યા. મહેતાજીના ઘરનાં બૈરાં નિશાળમાં આવતી છોડીઓને સદ્‌ગૃહસ્થ માણસની સ્ત્રીઓને જોઈતું જ્ઞાન અને હુનર શિખવવા જેટલાં હોશિઆર હતાં. આ નિશાળમાં ભાનુમતી દરબારના એક મંત્રિની પુત્રી તરિકે મહેતાજી. અને શિક્ષક સ્ત્રીઓની ખાસ દેખ રેખ નિચે પાંચ વર્ષ

સુધી આશ્ચર્ય કારેક ચાલાકી અને ત્વરતાથી ભણી, તે વય સુધીમાં કોઇપણ છોડિએ નહિ કરેલો, એટલો અભ્યાસ કરી, જગતમાં કોઈ પણ હરીફાઇ ન કરી શકે તેવા સૌન્દર્યની સાથે, એક ખાનદાન ઘરની સ્ત્રીમાં શોભી રહે તેવા સદ્ગુણ, જ્ઞાન અને કળાઓમાં યોગ્ય વધારો કર્યો.

સદ્ગુણી માબાપોની, તથા સદ્ગુણી શિક્ષકોની કાળજી, શિક્ષા, અને ઉપદેશ નિચે રહી, સર્વ સદ્ગુ ણસંપન્ન થયેલી ભાનુમતીનું રૂપ, શરીર અને સમજણ તેની વયની સાથે વધતાં ગયાં, હવે ભાનુમતીની ઉમર <u>દશ વર્ષની</u> થઈ ગયાથી અને તેટલી વયના પ્રમાણમાં શરીર વધારે ખિલવાથી તેનાં માબાપે તેને માટે યોગ્ય વર શોધી કાઢવાની તજવીજ કરવા માંડી.



# प्रकरण २ जुं.

જે ન્યાતોમાં કુળ જોવાય છે, અને જે ન્યાતોમાં છોડીનાં ભવિષ્યનું સુખ ઇચ્છાય છે, તે ન્યાતોમાં અગર તે કુટુંબોમાં કન્યાને માટે વર સોધતાં મહા મહા અડચણો અને સંકટ કન્યાનાં માબાપને વેઠવાં પડેછે. શું રાજા કે શું રંક, સર્વને પોતાની છોડીને પાળી પોશી, ભણાવી ગણાવી, લાડ લડાવી મોટી કર્યા પછી, તેના વિવાહ સંબંધી જે પ્રાશકો પડેછે, તેતો જેણે અનુભવ્યો હશે તેનેજ માલમ પડશે. વખતે પોતાની એકની એક ડાહી, રૂપવાન, ગુણવાન, ભણેલી ને શાણી છોડીને કુળની પંચાતમાં રાજી થઇને વગર વિચારે તેનાથી

તદન ઉલટાજ ગુણનો વર પરણાવે છે. આથી જે નઠારાં અને ભયંકર પરિણામો બનેછે, તે કોઇથી વર્ણવ્યાં જાય નહિ. ભાનુમતીનો વિવાહ કરવા વિષે તેનાં માબાપને તેવીજ જાતના વિચારો આવવા લાગ્યા. રાત દિવસ તેમને જંપ થાય નહિ.

અત્યંત પ્યારથી ઉછરેલી એકની એક સદ્ગુણી છોડીને જોઈ જે અંતઃકરણો આનંદ પામતાં, તેજ અંતઃકરણો હવે તેને પારકા ઘરમાં જલદીથી ગયેલી જોવાને આતુર થયાં. જે માબાપો મારી ભાનુમતી કહી લાડ લડાવતાં તેઓજ તેને હવે પારકી કરી નાંખવા ઉતાવળાં થયાં.

છોડી મોટી થાય, એટલે યોગ્ય ઉમ્મરની થાય ત્યારે તે સાસરેજ શોભે. પિયરમાં ગમે તેટલું સુખ અને સાહેબી હોય પણ તે તેને કશા કામની નથી. લાડમાં ઉછરેલીનાં લાડ નભતાં નથી. સુકુમાર થઈ ગયેલીનું સુકુમારપણું સાસરે કામ આવતું નથી. લાજ મરજાદ, નમ્રતા, વિવેક વિગેરે સદ્ગુણોથીજ તે સાસરે સુખ પામે છે. એથી ઉલટા ગુણો હોય છે, એટલે જો ઉદ્ધત, બેશરમ, અવિવેકી, અહંકારી, પિયરની દોલતનો કે કુળનો મદ, અગર પોતાના રૂપ વિદ્યા કે સમજણને માટે અભિમાની હોય છે, તે કોઈ દિવસ સાસરે સુખી થતી નથી. કદાપિ પિયરમાં બાળક હોવાથી કે લાડકવાઈ હોવાથી આસપાસનાં કોઈ બોલી શકે નહિ, પરંતુ સાસરાના ઘરમાંતો સાસુસસરાથી માંડીને તે ઘરના ચાકર અને આડોશી પાડોશી સુદ્ધાંતના ધિક્કાર વખતે ખમવા પડેછે. આ બધાની વચ્ચે જો તેનો વર સદ્ગુણી

ને વિદ્વાન હોયતો, તે પોતાની સ્રીની આવી ઉદ્ધત ચાલ વિષે આસપાસના ઠપકા ખમી રહેછે, અને તેને સારી સારી શિખામણો આપી કજીઆ કંકાસ અટકાવે છે; પણ જો કદાપિ પોતે મૂર્ખ હોય અને મરદપણાનો ગર્વ હોયતો પછી શું બનેછે ? જ્યારે જ્યારે પોતાની સ્રી વિષે કંઈ પણ ફરિઆદ આવે, અગર તે તેને કંઈ પણ સામું બોલે કે ગુસ્સે થવાનું કારણ આપે, ત્યારે ત્યારે મૂર્ખ લોકોની કહેવત "ત્રુધે નાર પાંશરી"ને અનુસરી, કસાઈની માફક માર મારે. સંપ અને ખરા પ્યારનું સુખ આવી રીતે ન ભોગવતાં હજારો જોડાં આજે દેશમાંથી શોધી શકાય. અને તેનું કારણ એજ કે, માબાપ વગર વિચારે કુળ વિગેરે જોવાના મહોકાણથી, અગર પોતાની છોડીનું સુખ જોવાના લોભથી નાનો, મૂર્ખ, દુરાચરણી ઘેલો, કાણો, કુબડો, રોગીલો કે ખોડવાળો, પણ, ધનવાન અને તેનાં માબાપને એકનો એક શોધી, ગમે તેમ કરી તેની સાથેજ લાકડે માંકડું વળગાડી દેવામાં પોતાનો ધર્મ સમજે છે. દેશમાં દુષ્ટ રૂઢિઓ પ્રબળ છે. સ્રીઓના સ્વભાવ હજી સુધી અત્યંત વહેમી અને વિચિત્ર તરેહના છે. વિવાહ વિગેરે કામમાં મૂર્ખ અને અભણ સ્રીઓનો કાબુ વધારે છે. વિવાહ કરવામાં બાપ સમજુ, ભણેલો, અને અનુભવી છતાં માત્ર પૈસા આપવા શિવાય વધારે કાળજી આપવામાં બેદરકાર રહેછે, અગર બાયલાપણું સમજે છે. અને તેથી ઊંચકુળમાં, પૈસાદારને ત્યાં, કે પોતાનો સ્વાર્થ સધાતો હોય ત્યાં છોડી પરણાવવાનો લાભ લેવાનું,

અને કન્યાદાન દેવાથી થતા અશ્વમેધ યજ્ઞોનું પુણ્ય જલદી મેળવવાનું ઇચ્છનાર વહેમી માબાપો, જ્યારે જે દુઃખ પોતે અનુભવ્યાં હોય છે તેનાં તેજ દુઃખમાં પોતાની વહાલી પુત્રીને નાંખવામાં જરાએ પણ અચકાતાં નથી.

ભાનુમતીનાં માબાપ કુળવાન હતાં, અને વંશપરંપરાથી રાજાની સેવામાં અને મહેરબાનીમાં હતાં, તેથી તે ગામમાંતો તેમના કુળ જેવું કોઇ કુળ નહિ હોવાની સાથે કોઇ વધારે સુખી કે પૈસાદાર પણ નહોતું. જે સારી સ્થિતિમાં હતા તે બધા તેનાજ સગાવહાલા હતા, તેથી પરદેશમાં કોઈ કુળવાન વર શોધીકાઢી તેની સાથે ભાનુમતીનો વિવાહ કરવાનો તેનાં માબાપને વિચાર કરવો પડ્યો. આ કારણસાર ચાલુ રિવાજ પ્રમાણે ભાનુમતીના મામાને પરગામમાં અમુક કુળમાં કોઈ સારો ભાનુમતીના લાયકનો વર શોધવા મોકલ્યો. કાશીરામના બતાવ્યા પ્રમાણેના ગામોમાં જોતો જોતો ભાનુમતીનો મામો મધુપુરથી આશરે સો ગાઉ દૂર ચંદ્રનગર કરીને શહેર હતું ત્યાં આવ્યો. તે ગામમાં કાશીરામની ન્યાતના બ્રાહ્મણોનો જથો ઘણો હતો. તેમાં અસલવારાથી કહેવાતાં સારાં સારાં કુળો પણ હતાં. કાશીરામનાં થોડાં ઘણાં સગાંઓ એ ગામમાં પરણેલાં હોવાથી તે ત્યાંનો થોડોઘણો માહિતગાર હતો, અને ન્યાતમાં પણ તેને ઘણાં માણસો ઓળખતાં હતાં. સારા ઘરની સારી કન્યા મેળવવા ઘણાજણ આતુર હતા, પણ કુળની નડતર હોવાથી મોટા મોટા ધનવાન, રૂપવાન ને વિદ્વાનના છોકરા ભાનુમતીને માટે તેના મામાને પસંદ પડ્યા નહિ.

કુળવાનના દિકરાઓતો ઘોડિઆમાંથી ઝડપાય તેથી કાશી-રામ અને રાધાલક્ષ્મીના સૂચના પ્રમાણે પંદર સોળ વર્ષની વયનો કોઇ મૂરતિઓ જડ્યો નહિ. જગનભટ ઘણું ગભરાયો અને શું કરવું તે સૂઝ્યું નહિ. જો તેની એકલાની મરજી ઉ-પર આધાર હોતતો, તે ઉમ્મરલાયક અને સદ્‌ગુણી વર શોધી કાઢત.

પણ કુળની બેડી જબરી હતી. ઇશ્વરની સર્જેલીકે રસા પણ શાસ્ત્રથી મિશ્રિત કરી અત્યંત કઠણ કરેલી કોઇ પણ ધાતુથી તે વધારે કઠણ હતી. સિંહ અને હાથી જેવા બળવાન પુરૂષો તેને તોડી શક્યાનથી. બાદશાહ, રાજા, રાણા સર્વે એ બેડીમાં હજુ સુધી બંધાઈ રહ્યાછે, તો બિચારા આ બ્રાહ્મણનું શું ગજુ? કે લાખ તોએ પારકી છોડીને તેના સુખને માટે પણ તેને દુઃખ દરિઆમાંથી બચાવવા પોતાનું મન ગમતું કરે? તે પારેકા કુટુમ્બના કુળને શા સારૂ અભ-ણને વહેમી લોકોના સદાવના ધિક્કારમાં લાવી નાંખે? છેવટે તેણે પાછાજઇ આહકીકત કાશીરામને ને પોતાની બ્હેનને કહી તેમનો અભિપ્રાય પૂછવાનું નક્કિ કર્યું. પણ વળી મૂર્ખમાં ખપવાની અને ઠપકાની બીક હોવાથી, તથા ભાનુમતી ઉ-મ્મરલાયક થએલી, તેથી તેના સગાંવહાલાંની તેને પરણેલી જોવાની આતુરતાથી, અને વળી ઉજ્જડ ભયંકર લુટારા ભીલો અને પશુઓથી ભરેલાં જંગલો ચીરી આટલે દૂર જલદી પાછું અવાશે નહિ,અને નાનો તો નાનો પણ કુળવાન વર ઘણે પેર પરણાવાનો ચાલ સંભારી, તેણે વિવાહ નક્કિ કરીનેજ જવાનું ધાર્યું.

કુળવાન વરનાં માબાપનેતો ચાંલ્લાના મોંમાગ્યા પૈસા મળે તેથી કન્યા સોધવા જવાનું સ્વપ્નામાં પણ ન આવે. શોધ કરતાં કરતાં જગનભટને ગણપતરામનો એક વિદ્યારામ કરીને આઠેક વર્ષનો છોકરો કુંવારોછે, એમ માલમ પડ્યું; ગણપતરામનું કુળ અસલથી સારૂં કહેવાતું, અને તેથી તેના કુટુંબમાં દેશ દેશાવરથી સારા સારા ઘરની કન્યાઓ આવતી. પણ જેટલાં સારાં સારાં ઘરની કન્યાઓ આવેલી તેમાંની ભાગ્યે કોઈ સુખી થઇ માણસની રીતનું ઘરબાર માંડી બેઠી હોય. કોઈ નાનપણમાંજ રાંડી હોય. કોઇને વરનું મોહું જોયા પહેલાં બે ત્રણ શોક્યો ખડી થઈ હોય, અને ચોથી જોડે વિવાહ કર્યો હોય! કોઈને મારીને પિઅર કહાડી મૂકી હોય, કોઈ ક્ષઈ આદિ રોગમાં શડતી હોય, કોઇનો ધણી કંઈ દુરાચરણમાં પડેલો હોય અગર કોઇ છોડી પોતે પોતાના ધણીની બે ફિકરાઈથી દુરાચરણમાં પડી મનમાના મોજે મારી, પોતાના ધણી અને બાપનાં ઊંચ કુળોની શોભામાં વધારો કરતી હોય; અને ઘણુંકરીને તો આ ભવના દુઃખનો અંત લાવી, બિજા સાત ભવ એવાજ રીતે કાઢવા અફીણ, સોમલ, ફાંસો કે કૂવા અવાડાનો ઉપયોગ કરે.

આવી સારી કીર્તિવાલા કુળમાં પૂર્વે કરેલાં અત્યંત પુણ્યથી અને બ્રહ્માની ખાસ મહેરબાનીથી અવતાર લીધેલા ઋષિઓમાં ગણપતરામ પણ હતા. ગણપતરામને હાલ પરણેલી ત્રણ સ્ત્રીઓ જીવતી હતી. તે ત્રણે સારા ઘરની હતી, પણ એકેને તેના તરફનો ધણી તરીકે તો સંતોષ નહોતો. સૌથી મોટી

એટલે પહેલીનો છોકરો વિદ્યારામ હતો. વિદ્યારામને જ્યેષ્ટારામ કરીને એક મોટો ભાઈ હતો. જ્યેષ્ટારામ દૈવયોગે ભણેલો, અને સમજુ હતો, ત્યારે વિદ્યારામ જાડી બુધ્ધિનો જડસા જેવો, કાળા અક્ષરને કૂટીમારે એવો હતો."પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય" તેવી રીતે વિદ્યારામને આટલી આઠ વર્ષની નાની ઉમ્મરથીજ દુષ્ટ અને દુરાચરણી છોકરાંઓની સાથે દુષ્ટ અને દુરાચરણી રમતોમાં મચ્યા રહેવાનું એટલું બધું ગમતું, કે ઘરમાં ખાવા સરખોએ આવતો નહિ. કુળવાનનો છોકરો ગમે તેવો હોય પણ તેને માટે "ટકાની તેર ને ઉપર બે માગી મળે".

પરંતુ ગણપતરામના આશ્રમમાં ત્રણ ત્રૃષિપનીઓ એકઠી થવાથી અગ્નિ, પવન અને ખસલીના ઘાસ જેટલો સંપ હતો, તેને લીધે પાડોશનાં ગામોને શહેરમાં ખ્યાતિ સારી ચાલતી, તેથી કોઈ સગપણ કરવાનું નામ દેતું નહોતું. પણ સો ગાઉ સુધી દૂર રહેનાર અને ખરી ભીડમાં આવી પડનાર છગનભટને કુળવાન વરોમાં વિદ્યારામ સિવાય કોઈ મોટી વયનો માલમ પડ્યો નહિ; આસ પાસનાં સગાં વહાલાંએ ઘણું વાર્યા છતાં તથા ઘણી વાર મન ટચુ પચુ કરીને પણ છેવટે વિધાત્રાના ઉપર વિશ્વાસ અને ભાર મૂકીને છગનભટે આંખમીંચાં કર્યાં. મનમાં અત્યંત દિલગીર; પણ કરે શું? તેણે આવી રીતે ન્યાતની રાક્ષસી રૂઢીનો ભોગ, કુમળા વયની, અજ્ઞાન, પશુ જેવી નિર્દોષ ભાનુમતીને બનાવવા નિશ્ચય કર્યો. જોકે તે ગામમાં તેના

કુટુંબની ઘણી છોડીઓ પરણેલી હતી, કેટલીક તેની બ્હેનો, ફોઇઓ, વિગરે હતી, તો પણ તેઓ સઘળાંને સાસરે એટલું તો સુખ હતું કે બિચારાની પરોણાગત કરવા પોતાને ઘેર તેડી જવાને બદલે,તે તેના એક મિત્રને ઘેર ઉતર્યો હતો. ત્યાં જઇ દરેક જણીઓ પોત પોતાનાં દુઃખ રડતાં, તેમની આસના વાસના કરતાં તેને સવારથી તે મોડી રાત સુધી ઘડીની પણ ભાગ્યે ફુરસદ મળતી. જે દિવસે છગનભટે પાછલી રાતના શાંત સમયે ભાનુમતીના વિવાહવિષે નિશ્ચયકર્યો, અને જ્યારે તેની ભાંજગડ કરવા એક બે બૈરાંને તેડી,ગણપતરામના ઘર તરફ જવા નિકળવાની તૈયારીમાં હતો, ત્યારે તેને અત્યાર સુધી નહિ મળવા આવેલી, તેના કુટંબમાંની તે ગામમાં પરણાવેલી, આશરે વીશ વર્ષની એક છોડી આવી. આ છોડી તેના એક અ-ડીને સગાની, અને વળી મિત્રની હોવાથી, તથા તેની ખબર પૂછી લાવવાની તેના મિત્રની ખાસ ભલામણ હોવાથી, છગન ભટ તેને આવતી જોઈ થોડીવાર તેનીસાથે વાતચિત કરવા બેઠા. તે છોડી પાસે આવી ત્યારે સ્હેજવાર તેની સામુ જોઈ ભટ બોલ્યાઃ—જડી બ્હેન! મેંતો તને ઓળખી એ નહિ! આ શું તારૂં શરીર! અહા આટલોબધો ફેરફાર! આવ બ્હેન બે શ. કેમ ખુશી તો ખરી?

જડીઃ—હા. પણ મારીમા, મારાબાપા, મારા ભાઈ,બ્હેન, ભાભી વિગરે સર્વે ખુશીમાં છે ! તમને મધુપુર છોડે કેટ લા દહાડા થયા! તેમણે કંઈ ક્હાવ્યુંછે ! મને તેઓ સંભારે છે કે તદન ભૂલી ગયાં છે !

છગન ભટ;—ત્યાં ખુશીમાંછે, અને સર્વેએ તારા ખુશીના સમાચાર પૂછાવ્યાછે. પણ કહે બહેન, તું ખુશીમાં તોછે? તારીમા બિચારી તને રોજ સંભારેછે, અને તારે માટે ફિકર કરેછે. તેણે કહ્યુંછે કે જ્યારે વખત આવે ત્યારે તું એક બેમાસ ત્યાં આવી જાય તો ઠીક. કેમકે ઘડપણ અને મંદવાડના દિવસ અને દિકરાની વહુઓ તો જે દાળદર મારતી હોયછે તે આખું જગત જાણેછે. વળી તારી નાની બહેનનું લગ્ન તથા મોટી ભાભીનું શ્રીમંત પણ ટુકડું આવ્યુંછે, તે ઉપર પણ જો તારી ત્યાં આવવા મરજી હોયતો તને તેડવા મોકલે. સોગાઉની વિકટ વાટ તેથી કંઈ રોજ રોજ તેડવા મોકલાય છે?

જડીઃ—ગરીબ બિચારી મારીમા, મારે માટે તું કેટલી બધી ફિકર રાખેછે! મારી ઘણીએ મરજી થાયછે કે એક બે માસ પિએર જઈ આવું, પણ મારી સાસુ વિગરે મને રજા આપે ત્યારે. શુંકરૂં? મારો કશો ઉપાય ચાલતો નથી. જો પડોશમાં હોયતો ગમેતે પ્રકારે જાઉં. છગન કાકા ! તમે મારા ખુશીના સમાચાર શા પૂછો છો ? અહીંના સુખ કરતાં તો ઈશ્વરે જાનવરનો અવતાર આપ્યો હોતતો વધારે સારૂં. મને અહિંઆં જેજે સુખછે,મને અહીં જેજે વિતેછે તે બધું જ્યારે હું સંભારૂંછું ત્યારે મારૂં હૃદય ફાટી જાયછે. હું શુંકરૂં ! તમે તો વડિલછો, તમે મારા કરતાં વધારે સમજોછો. હું તમારી ઘણીએ શરમ રાખુંછું. પણ અત્યારે મારાથી મારા મનનો ઉભરો દબાવી શકાતો નથી. અહીં સસરાના ઘરના ઉમરામાં પગ દીધોછે ત્યારથી મારા ઉપર ઘણોજ જુલમ ગુજરે છે,

અહીં આવ્યા પછી મેં એકે દહાડો ખુશીમાં ગાળ્યો નથી. આવીછું ત્યારથી મારે જે ઘરધંધો કરવો પડેછે, તે સઘ. બધું કહેવા કરતાં ઇશ્વર મોત આપે તો વધારે સારૂં. જ્યારે હું થોડી ઘણી કામમાંથી પરવારૂછું, અને થાકેલી પાકેલી મેડી માં હોઉછું, ત્યારે મને મારા બાળપણના માબાપના ઘરમાં રમત ગમતમાં જે દિવસો ગાળ્યા તે,તથા અહીં આવતા પહેલાંનો મારો જે હર્ષ હતો તે સાંભરી આવ્યાથી મારા દુઃખમાં દિલાસો મળવાને બદલે ઉલટો વધારો થાયછે. તમારા આગળ હું કંઇ વધારે કહેતી નથી,કેમકે જો તેમ કરૂંતો અયોગ્ય પણે કંઇનું કંઈ ઘેલું ગાંડું બોલાઈ જવાય. આમાંનું કશું તમે ત્યાં જઇને મારી માને કહેશો નહિ. તેને તો હું ખુશીમાંછું, અને જો મારાં સાસુ મને મોકલશે તો આવીશ, એટલુંજ કહેજો. મારૂં દુઃખ કહેવાથી, તેના દુઃખમાં વધારો થશે. હવે દીલગિરિ કરે પણ શું વળે ? પહેલેથી ચેત્યાં નહિ, પહેલેથી કંઈ છોડીનું હિત ઇચ્છ્યું નહિ, પહેલેથી માણસ ઓળખ્યાં નહિ, ત્યારે હવે જે પશ્ચાત્તાપ કરવો તે ફોકટછે. હવે તો જે થાય તે નશીબને આધીન થઈ ખમવું એમાંજ સારૂં છે. ઇશ્વર કંઈ બધો જન્મારો આમ નહિ કઢાવે. કોઈ દિવસ તો છૂટકો કરશેજ. પરંતુ ટુંકામાં છગન કાકા, એટલુંજ કહું છું કે, આજ પછી છોડીઓને અવતરતીજ દૂધપિતી કરજો, કસાઇને ત્યાં વેચજો કે જન્મારો કુંવારી રાખી સખત કેદખાનામાં પૂરી રાખજો, પણ કદી આ ચંડાળ ગામના, આ રાક્ષસી દેશના બ્રાહ્મણના ખોળિઆમાં અવતરેલા

અસુર રાક્ષસો, દૈત્યો અને વિકરાળ સિંહોને ત્યાં તમારી વાહાલી, લાડકવાયી દિકરીઓને દેશો નહિ. અહિંઆં મારી ઉમ્મરની મારી સહીઓ, મારી સખીઓ ઘણી છોડીઓ છે, પણ સર્વેને પોતપોતાનાં દુઃખ એટલાં રડવાનાં હોયછે કે એક બિજાને કોણ દિલાસો આપે? ગરીબ, હિતેચ્છુ, પણ અવિચારી ઘાતકી માબાપપર રોજ કેટલા શાપ પડતા હશે? અમને તો અમારાં દુઃખો રોજનાં થઈ પડ્યાં, તેથી વધારે લાગતું નથી, પણ હવેથી જો અહીં કન્યાઓ ન આપવાનો રિવાજ થાય તો ઘણું સારૂં.

છગન ભટઃ—જડી બહેન તારી વાર્તા અને તારી શિખામણ મારા હૃદયને ભેદી નાંખેછે, પણ તેં કહ્યું તેમ થવાને હજુ ઘણો વખત જોઇએ છીએ, કેમકે, આજના આપણી ન્યાતના આંધળા રિવાજ પ્રમાણે કુળવાન વરો સોધવાનઃ જે ઘેલાઈ ચાલીછે તે બેહદ છે. એકબદોકબથી કંઈ તે અટકાવાય તેમ નથી, તેમ છોડીના વિવાહની વાત એટલે અહીં પરણાવો ને અહીં નહીં, તેમ પણ કોઇથી ન કહી શકાય. વળી આપણા ગામથી આ ગામ ઘણું દૂર તેથી પરણીને પહેલે બિજે આણે ગયેલી છોડીઓ ભાગ્યેજ પાછું પિએરનું મોઢું દેખેછે, અગર આપણા ગામનું પણ કોઈ ભાગ્યેજ અહીં આવેછે, કે જેથી અહીં છોડીઓપર ગુજરતા જુલમની ત્યાં ખબર પડે. કોઈ કોઇના તો પરણીને સાસરે વળાવ્યા પછી જ્યારે છોકરૂં છૈયું આવે ત્યારે કદાપિ ઉડતી અફવાથી જે થોડી ઘણી ખબર

મળે તેજ. અને તેથી ઘણા જણની શી રીત આંત્રી થઈ આંખો ઉઘડી! પણ ઈશ્વરેચ્છા તો જ્યારે ઘણું થશે ત્યારે તેનો કંઈ પણ ઉપાય થશે. બ્હેન તું સમજુ છે, તું જાણે છે કે આપણી મૂર્ખ ન્યાતનું વળણ અત્યારે કંઈ બાજુ તરેફ છે? અત્યારે એ વિષે બોલવાનો સમય નથી. સમય આવે સહુ સારાં વાનાં થશે.

જડીઃ—(મનમાં) સારાં વાનાં થાઓ કે ન થાઓ મારે શું? છોડીઓને પરણાવી વેઠ ઉતારનારાં માબાપોના વિચાર કેવા છે? તથા મધુપુરમાં હજુ સુધી કોઈને છોડીઓના ઉપર ગુજરેતા જુલમની ખબર નથી એ આ ઉપરથી સાફ જણાઈ આવેછે; માટે હવે જે બળાપો કરી તેમને કહેવું તે બધું પથ્થર ઉપર પાણી છે. મેં તો મારે તેમને હવે પછીને માટે ચેતાવવા ઘણાએ ઉપાય કર્યા, પણ તેમનું અંતઃકરણજ ઉઘડ્યું નથી, ત્યાં મારા ઉપાયથી શી અસર થાય! હવે તો વાર ઘણી થઈ ગઈ, અને ઘેર કામના ટીંબા પડ્યા છે, તો પણ હું અહીં બેશી રહીછું, તેથી ઘેર શી ખબર શીએ પડતાળ પડી રહી હશે, માટે રજા લઉ તો ઠીક. (ચ્યાસન), છગનકાકા, હવે તો હું જાઊંછું, વાર ઘણી થઈ ગઈ તેથી મારી સાસુ શી ખબર મને શુંએ ક્હેશે? મારે મારી માને મળવા ત્યાં આવી જવા વિચાર છે, પણ મારે ક્હેથી મારાં સાસરીઆં માને તેમ નથી, માટે તમે જો મ્હેરબાની કરી નવરાશ મળે ત્યારે લગીર

આવી જાઓ, તો વધારે સારૂં. તમારે જો અહીં વધારે દહાડા રહેવું હશે તો પાછી એકાદ વાર હું આવી જઈશ.

છગન ભટઃ—ઠીકછે બહેન, હું તારી સાસુની પાસે કાલ આ વખતે આવીશ, ને તને મોકલવા કહીશ. મારે હજી અહી ચાર પાંચ દહાડા રહેવું છે, માટે તું જ્યારે જ્યારે પરવારે ત્યારે બે ઘડી આવી જજે. જા બહેન, કંઈ ફિકર ન કરીશ હો. મારે પણ થોડું અગત્યનું કામ છે માટે હું એ બહાર જઉછું.

આ સાંભળી જડી ઉઠીને પોતાને ઘેર ગઈ, અને છગન ભટ પોતાના મિત્ર (જેને ત્યાં ઉતર્યા હતા તે)ની વહુ વિગરે એક બે ઓળખીતાં બૈરાંને સાથે લઈ ગણપતરામના ઘર તરફ જવા બહાર શુકન જોવા ઉભા રહ્યા.



# प्रकरण ३ जुं

લગન જેવી મહાભારત જોખમ ભરેલી બાબતમાં હિંદુઓ કેવી જાતનું બે ફિકરાપણું દેખાડે છે ? લગન કરવા અગાઉ જેજે બાબતનો અવશ્યે કરીને પ્રથમ વિચાર કરવો જોઈએ તે કેવી તદન ભુલી જવામાં આવે છે? એથી ઉલટું, જે રિવાજ અજ્ઞાન, વહેમી અને મૂર્ખ લોકોને પણ ન શોભે તે રિવાજોનું માન રાખવા, તેમનો ભંગ ન થવા દેવા તરફ તેઓ કેટલી બધી કાળજી રાખેછે ? અફસોસ ! જે ગાંઠ ઉપર એક જોડાના જીવતરનો આધાર, જે જોડાના સંપ, ને

સુખ દુઃખ ઉપર એક કુટુંબનો આધાર, જે કુટુંબની જાહોજલાલી ઉપર શહેરનો આધાર; જે શહેરની વિદ્યા, લક્ષ્મી, હિંમત અને ઉદ્યોગ ઉપર આ દેશની સ્વતંત્રતા, વેપાર, હુન્નર વિગરેનો આધાર રહ્યો છે, તે ગાંઠને મજબુત કરવાની કાળજી આજે કેટલાજણ રાખે છે? દેશના ઉદ્ધારનું ભવિષ્ય તેનાં ઉછરતાં બાળકોનાં શૌર્ય, વિદ્યા અને સદ્ગુણો ઉપર આધાર રાખે છે; અને બાળકોને નાનપણમાં વગર વિચારે જેવા તેવા વર, કે જેવી તેવી વહુ સાથે પરણાવી દેવાથી, ઉછરતાં ચંચળ બહાદુર બાળકોના શૌર્યનો, વિદ્યાનો ને સદ્ગુણનો નાશ થાય છે. આ વાત ઘણાના અનુભવથી સિદ્ધ થએલી છે. દરેક શહેરમાં, દરેક ગામમાં, દરેક કુટુંબમાં, દરેક ઘરમાં ને દરેક જોડાના સંબંધમાં આ ફરિયાદ હમેશાં ઉઠયાજ કરેછે. કોઈનો વિદ્યાતો કોઇનો સંપ, કોઇની લક્ષ્મી તો કોઇનું શૌર્ય, કોઇનાં સદાચરણ તો કોઇનાં આયુષ્ય દિનપરદિન નાશ પામતાં જાય છે. દરરોજ દેશમાં હજારો બાળક અવતરે છે, અને જેમ જેમ વધારે બાળકો અવતરે છે, તેમ તેમ દેશને વધારે ને વધારે નબળો, કુસંપી, ને નિર્ધન કરવાનો સંચો એવા બળથી ચાલે છે,કે એજ બાળલગ્નના રોગથી,એજ વગર વિચારનાં મૂર્ખાઈ અને મશ્કરી ભરેલાં જોડાં કરવાથી,એજ કુળ જોવાની લાલચથી,અને એજ પૈસો જોવા અને લેવાના રાક્ષસી લોભથી, દૂર રહેવા જો કંઈ મજબુત ઉપાય નહિ થાય તો; ટુંક સમયમાં નહિ ધારેલી ખરાબી દેશમાં નિપજશે. દેશ હિતકારી પુરૂષોએ આ

ઉપરથી વેળાસર ચેતવું જોઇએ, બાળકોનું હિત ઇચ્છનારાં સમજુ માબાપોએ આ ઉપરથી ચેતવું જોઇએ, સુધારાના આગેવાનોએ આ દુષ્ટ રિવાજ સામે મજબુત બાથ ભિડવી જોઇએ, કૃપાળુ સરકારે વખતસર આ રિવાજ નાબુદ કરવા કાયદા બાંધવા જોઇએ, નહિતો મોટાં મોટાં કુટુંબોની પાયમાલી, મોટાં મોટાં શહેરોની નબળાઇ, અને દેશની ગુલામગીરી અને ખરાબી સદાને માટે આપણે જોવાની થશે. જો સંપ, વિદ્યા, અને બળ વધારવાના ઉપાય પ્રથમ લેવામાં આવે તો દેશનો સુધારો, દેશનો ઉદ્ધાર અને દેશનું હિત આપોઆપ થાય. પરંતુ એ બાબતની કાળજી કોને છે? દેશની ખરી દુર્દશાનું કારણ કેટલા જાણે છે? ઘણાજ થોડા. જે વીરપુરૂષ ન્યાતજાતની ચાલતી દુષ્ટ રૂઢીઓના સામો થઇ પોતાનાં પુત્ર પુત્રીનાં લગ્ન સર્વે તરફથી સંતોષ કારક રીતે કરે, તેજ વીરપુરૂષ ખરો સ્વદેશાભિમાની, ખરો વિદ્વાન, ડાહ્યો, બાળકોનો શુભેચ્છક, અને દેશમાં સંપ, વિદ્યા, અને બળનો વધારનાર છે. પરંતુ ચાલતી રૂઢીના ઝપાટાથી હોલવાઇ ગયેલા દેશીઓમાંથી એવા વીરપુરૂષ ભાગ્યેજ નિકળી આવે છે. ઘણાંખરાં બલકે સર્વ લગ્નો ભૂલ ભરેલી રીતે નિંદા ધિક્કાર અને દયા આણવાજોગ થાયછે, તેમાંનો એક પ્રત્યક્ષ દાખલો આજ આપણી નજર આગળ બનેછે.

ઉપલા પ્રકરણમાં કહ્યા પ્રમાણે ભાનુમતીનો મામો છગનભટ બે ચાર બૈરાં સાથે લઇ ભાનુમતીનો વિવાહ કરવા

શુકન જોઈ, ગણપતરામના ઘર તરફ જવા નિકળ્યો. રસ્તે નાના પ્રકારની ચેષ્ટા જોતાં જોતાં સર્વ ગણપતરામને ઘેર આવ્યાં. ત્યાં આવીને જુએછે તો ગણપતરામના ઘરની શોભાની શી મઝા! ઘરમાં બે ત્રણ દિવસથી ચાલતો કંઈ જૂજ બાબતનો કજીઓ, આજ એટલા બધા જોરપર આવી ગયો હતો, કે સવારના પહોરથી ઘરના કોઇ પણ માણસે અન્ન ચાખ્યું નહોતું. બિચારા ગણપતરામ પોતાની ત્રણે પટરાણીઓને સમજાવી, વારી, મારી ઝૂડી, થાકી, કપાળ છાતી કૂટી, રોઈ રતળીને ભૂખ્યા બળ્યા ઝળ્યા પોતાની પડીઆ પત્રાળાં વેચવાની દૂકાને ગયા હતા.

અહીં ઘેર વાઘણના જેવી ખીજવાયલી ત્રણે શોક્યો, લડવામાં લૂગડાં તથા બોલવાના ભાન શિવાય વારે વારે એક એકનાં ઝટીઆં પીંખવા તૈયાર થતી હતી. આડોશી પાડોશીને તો રોજનું થઈ પડ્યું એટલે શરૂવાતમાં લડાઈ બંધ પાડવા થોડી ઘણી માથાકૂટ કરી સહુ પોતપોતાને ધંધે ગયાં હતાં.

બિચારા ગણપતરામને પેટ ભરવાના સાંસા હતા, તો પછી ત્રણેને જૂદી જૂદી રાખી પૂરૂં શી રીતે પાડી શકે? વળી છોકરાંઓ માટે પણ ઇશ્વરની તેમના ઊપર સંપૂર્ણ કૃપા હતી. ત્રણેનો મળીને આશરે બાર ચૌદ છોકરાંનો વસ્તાર હતો. છોકરાંઓની ખોટને લીધે, કે સ્ત્રી જોડે ન બનવાથી કંઇએ બીજી સ્ત્રીઓ પરણ્યો નહોતો, પણ માત્ર કુળવાન તેથી મોટી મોટી પહેરામણીઓની લાલચથી જ્યારે

જ્યારે હાથ તંગીમાં આવે, ત્યારે ત્યારે એક્કી બાયડી કોઈ સારા ઘરની મોટી ઉમ્મરની પરણતો. પોતાના બે ચાર છોકરાઓને પરણાવી તેમની આવેલી પહેરામણી ખાઈ જઈને એકથી બીજીવાર કોઈપણ વહુને ભાગ્યેજ પોતાના બારણાનું મોં દેખાડતો. છોડીઓની સંખ્યા મૂળેજ થોડી હતી, તેમાં વળી તેમને પરણાવવામાં તેને ઘણુંજ જૂજ ખર્ચ કરવું પડતું. છોડીઓને સાસરે ગયા પછી કદી પોતાને ઘેર બોલાવતો નહીં. અને છોડીઓ પણ પિયરનું સુખ મહાલવા કદી સ્વપ્નામાં પણ વિચાર કરતી નહિ.

કુદરતની આવી શોભાવાળા ઋષિના આશ્રમ વિષે અખંડ સુખના સાગરમાં પોતાની વહાલી ભાણેજને જીવનપર્યંત મોજમજા મારવા પરણાવવા છગનભટે નિશ્ચય કર્યો હતો. તે જ્યારે પોતાની સાથેનાં બૈરાં સહિત ગણપતરામને ઘેર આવી પહોંચ્યો ત્યારે ફ્રાન્સ, ઈંગ્લંડ અને રૂશિઆની લડાઈ બંધ પડવા આવી હતી. ત્રણે શોક્યો થાકી હતી, તેથી છગનભટને પોતાની દીર્ઘબુદ્ધિથી, જે બન્યું હતું તેનો આભાસ જાણી લેવા શિવાય, કંઈ બીજી ધામધુમ માલુમ પડી નહિ.

છગનભટ વિગરે ઘરમાં આવ્યાં, કે તરતજ વિદ્યારામની મા, તેમને આવવાનું કારણ આગળથી જાણતી હોવાથી, સારી રીતે સજ થઈ, આવકાર દઈ પાટલો આપી ઓરડાને બારણે છગનભટને બેસાડ્યા, અને બૈરાં બધાં ભોંયપર બેઠાં. છગનભટ શરીરે ઊંચોને લગીર દાબ પડે એવા

મ્હેરાની હોવાથી, ગણપતરામની બીજી બે વહુઓ લાજ અને અદેખાઇથી છાનીમાની પોતાને ધંધે વળગી. વિદ્યારામની મા પણ તેમને ત્યાંથી દૂર ગયેલી જોવાને રાજી હતી. છગનભટે, એક બીજાના ખુશીના સમાચાર પૂછાઈ રહ્યા પછી વિદ્યારામની માને પૂછ્યું કે.—ગણપતરામ ક્યાં ગયાછે? અને ક્યારે આવશે?

વિદ્યારામની મા દિવાળીવહુએ કહ્યું.—એતો સવારના દૂકાને ગયાછે; પણ ભૂખ્યા ગયાછે તેથી હમણાં આવતા હશે. લ્યો હું મારા જેઠાને તેડવા મોકલું, તે જલદી બોલાવી-લાવે. દિવાળી વહુએ બહાર જઈ, જેઠાને બોલાવી, છગનભટના આવવા વિષે કહી, ગણપતરામને સમજાવીને દૂકાનેથી બોલાવવા મોકલ્યો. ગણપતરામને પણ આ વિવાહની વાત ખબર હોવાથી, તથા તે થવામાં પોતાને સારો તડાકો પડશે એ માલુમ હોવાથી, જ્યેષ્ટારામ તેડવા ગયો કે તરતજ સઘળી ચિંતા દૂર કરીને ખુશી થતા ઘેર દોડતા આવ્યા. આવતાંને વારજ છગનભટને ભેટી ખુશીના સમાચાર પૂછી હેઠા બેઠા, અને હાથ જોડીને બોલ્યા કે,—મહારાજ, આપ, હું ગરીબ બ્રાહ્મણ ઉપર કૃપા કરી આજ પધાર્યા તેથી મારૂં ઘર પાવન થયું. મારા સરખું કાંઈ કામ કાજ હોય તો બોલો, હું આપનો સેવકજ છું.

છગનભટ.—મહારાજ! એટલો બધો વિવેક કરવો આપને શોભતો નથી. એક પ્રયોજનને સારૂં મારૂં અહીં આવવું થયું છે, અને તેમાં તમને કંઈ પૂછવું છે.

ગણુપતરામઃ—પૂછો પૂછો મહારાજ ખુશીથી. તમે તો અમારા સગા વહાલાછો, સંબંધીછો, અમારાં ધન્ય ભાગ્ય કે આપને અમારૂં પ્રયોજન પડ્યું.

છગનભટઃ—સાંભળો ત્યારે. મારે એક ભાનુમતી કરીને આઠ દશ વર્ષની ભાણેજ છે, અને મારી બ્હેન રાધાલક્ષ્મીની એકની એક છોડીને ઘણી માનીતી ભણેલી ગણેલી હોશીયાર છે, તેનો બાપ કાશીરામ અમારા રાજાનો કારભારીછે, એ ભાનુમતીને સારૂ તેણે મને યોગ્ય કુળવાન વર શોધી કાઢવા મોકલ્યોછે. અહીં આવ્યો ને તમારા જેવા બેંચાર હિતેચ્છુઓને પૂછી જોયું, ત્યારે આપના નાના છોકરા વિદ્યારામ હજી કુંવરા છે એમ જણાયું, તેથી મારો વિચાર ભાનુમતીનો વિવાહ તેમની સાથે કરવાનો છે. કુળમાંતો કંઈ તમારૂં ઘર વાંધો લેવા જેવું નથી, પણ વિદ્યારામની ઉમ્મર જરીર નાની પડેછે. કેમ, આપની શી મરજી છે, મહારાજ! જે હોય તે બોલી જાઓ, અને રૂપિઆ બઈ મને વેળાસર વિદાય કરો.

ગણુપતરામ.—(થોડીવાર વિચાર કરેછે એવું બતાવીને,) જૂઓ, મહારાજ! અમારાં ધન્ય ભાગ્ય કે અમારે ઘેર એવા મોટા ઘરની વહુ આવે, પણ તે વાતની કંઈ નવાઈ નથી. તમારા તથા બિજા ગામોના સારા સારા ગૃહસ્થોની કન્યાઓ અમારા કુટુંબમાં છે. બધીએ સારી સારી પહેરામણીઓ લઇને આવેલી છે, માટે જો તમારા ને અમારા ઘર પ્રમાણે તમારે કબૂલ હોયતો વિવાહ કરવાથી તે બીજો

હર્ષનો સમય ક્યીપો આવવાનો હતો કે ના પડાય ! અમે તમારાજ છીએકની. તમે રાજી ખુશી થઈને જે કહેશો તે જો અમને પરવડતું હશે તો અમે હા પાડીશું.

છગનભટ.—હશીને, મહારાજ, તે વાતની તમારે કંઈ ફિકર ન કરવી, બે ચાર ડાહ્યાં માણસ મળીને જે કહેશે તે આપી તમને રાજી કરીશું. અમારે તે તમારી જોડે જન્મારાનો સંબંધ બાંધવો છે કે એક ઘડીનો ? અમારે તે તમારી જોડે સગા દાવો કરવો છે, કે માત્ર ઓળખાણજ કરવી છે ? અમારે અમારી ભાણેજથી શું વધારે છે ! તેના સુખને સારૂ અમે જેટલું આપીશું તેટલું ઓછું છે, એમાં તમારેજ સમજણ રાખીને માગવું જોઈએ. હું ઠીક કહું છું. આ સંબંધ થવાથી તમને ઘણો ફાયદો છે, માટે જો મારૂં કહ્યું માનોતો તમે અત્યારથીજ મોટી પહેરામણીના લોભમાં પડશો નહિ. કાશીરામના ઘરને ને અત્યારની સ્થિતિને જે શોભશે તે અને કન્યા આપીને મહારાજ આપને ખુશી કરશે.

દિવાળીવહુ.—ના ભાઈ ના, કંઈ નક્કિ કર્યા વગર તે ચાલે ? અમારેતો પહેલી એ વાત ને પછી બીજું. ખરી વખતે તકરાર પડે ત્યારે પછી સહુ મૂર્ખ બનાવે. આજ કળજુગનાં માણસનાં મન કેવાંએ હોય ? કોઈ કાંઈ પેટમાં પેશી નિકળે છે. અત્યારે અમેને તમે, પણ તે વખત વળી કોણ વચ્ચે હોય ? તો કોને ઝાલવા જઈએ ! અને અમે કંઈ એવાં નીચ છીએ,કે નામ પાડ્યા શિવાય અમારો છોકરો પરણાવીએ ! ગમેતો દેવના ઘરની કન્યા આવો, પણ અ-

મારેતો ન્યાત શિરસ્તે પહેરામણીનો આંકડો નક્કી થાય તોજ, તમારો રૂપિઆ ખુશીથી લઈએ. નહિતો છોકરૂ તમારૂં છે.

ગણપતરામ.—જૂઓ મહારાજ, અમારે કંઈ અડચણ પડ્યાથી છોકરો આટલો બધો મોટો થઈ ગયો છે, નહિતો અત્યારે બે બેડ પાણી લાવે, ને આખા ઘરને રાંધી ખવરાવે એવડી વહુ આવી હોત. તમારા જેવા મોટા મોટાના ઘરની કન્યાઓ મોટી મોટી પહેરામણીઓ લઈને આવતી હતી. પણ શું કરીએ, કંઈ ગ્રહજોગ નહિ તેથી હા કહેવાનો લાગજ ન મળ્યો, પણ હવે જ્યારે તમે ઘણી ખેંચ તાણ કરોછો, ત્યારે જો કે અમારે હાલ તાકડો નથી તોપણ છેલ્લ છેલ્લું કહુંછું કે, જો રૂપિઆ પંદરસેં ને એક પહેરામણીમાં આપોતો, હું આવતા શિઆળામાં ખુશીથી બડી ધામધુમ સાથે જાન જોડીને આવું.નહિતો પછી તમારી મરજી.

છગનભટ.—(હાથ જોડીને) મહારાજ એટલો બધો ભારે આંકડોતો અમારાથી ન આપી શકાય. સંબંધી થશો, અને અમારી ભાનુમતી અહીં આવતી જતી થશે, એટલે પંદરસેં તો શું પણ પંદર હજાર રૂપિઆ તમારા ઘરમાં થશે, પરંતુ અત્યારે ક્ષમા રાખો, હજાર રૂપિઆ લ્યો ને રાજી થઈ હા પાડો. જૂઓ,આજ સુધી તમારા કુળમાં કોઇને એવડી મોટી પહેરામણી મળી નથી, માટે જાઓ લોભ કરશો નહિ.

સાથે આવેલી એક બાયડી.—લ્યો, મારાભાઈ, આટલા બધા રૂપિઆ આપેછે તોએ શુંછે તે હઠ લ્યોછો? સારા આબરૂદાર ઘરની રૂપાળી લક્ષ્મી જેવી કન્યા આવેછે,ત્યારે

પછી શું હજાર રૂપિઆ ઓછા છે! છગનભાઈ, થોડું ઘણું વધારી ઘટાડીને હા પડાવો, હોય, જૂઓને એવો બ્રાહ્મણભાઈ, એટલે લોભને થોભ હોય નહિ.

છેવટે ઘણીવાર સુધી રગઝગ થતાં થતાં બારસેં ને એક રૂપિએ વાત આવી વિવાહ નક્કિ થયો. છગનભટ વિદ્યારામને કંકુનો ચાંલ્લો કરી હાથમાં રૂપિઆ આપી, થોડી વારે હશી વાતચિત કરી ઉઠવા માંડ્યા, એટલે દિવાળી વહુ.—ઉભા રહો, હું બધાનું ગળ્યું મોં કરાવું એમના એમ તે જવાય? એમ કહી, પોતાના છોકરા જ્યેષ્ઠારામને બે પૈસા આપી ગોળ ધાણા લેવા મોકલેલો તે આવ્યો, એટલે થાળીમાં કાઢી, હરખાતી હરખાતી માતાજીના સ્થાનક આગળ થોડા મૂકી, સર્વને વહેંચી આપ્યા. છગનભટ વિગેરે સહુ ગોળ ધાણા ખાતાં ખાતાં પોત પોતાને મુકામે ગયાં.



## प्रकरण ४ थुं.

હરેક સ્થિતિના અને હરેક જાતના માણસને લગ્નના સમય જેવો હર્ષ કોઇ વખત નથી હોતો. લગ્નનો સમય એટલો બધો આનંદકારી લાગેછે કે, તે વખતે જન્મારાનાં સંકટ અને આફતો ભૂલી જવાય છે. પરણનાર બાળકોનાં માબાપ અને સગાં વહાલાંને સંસારમાં સર્વે સારા અવસરો કરતાં લગ્ન વખતે, બિજા અવસરોના અન્તને સમયે જે ખાસ્તી રહેછે તે નહિ હોવાથી ઘણાજ હર્ષ સહિત વિવાહ

માલછે. પુરૂષોનો આનંદ કેટલીએક બાબતોને લીધે ઘણું કરીને હદમાં રહેછે; પરંતુ સ્ત્રીઓને પોતાનાં પુત્ર પુત્રી અગર સગાં વહાલાંના લગ્ન સમયે પહેરવા, ઓઢવા, જમવા, હરવા, ફરવા અને ગાવાની સંપૂર્ણ છૂટ મળવાથી તેમના આનંદનો પાર રહેતો નથી. કેટલીએક અભણ અને મૂર્ખ પોતાના અત્યંત હર્ષથી ઘેલી થએલીઓ લગીર પણ અટકાવ મળે સિંહણ જેવી વિકાળ થઈ જાય છે, અને પોતાના વહેવાઈની સાથે સગપણ ને સંપ વધારવા છોકરી અગર છોડી પરણાવ્યા છતાં, જન્મારા સુધીનું વૈર બાંધી બેસેછે, અગર કેટલીએક અત્યંત હર્ષમાં આવી ગાતાં ગાતાં પોતાના શરીર, કુળ અને આસપાસ ઉભેલા સસરા, વર, બાપ, કાકા, મામા અને બિજા પરાયા પુરૂષોનું ભાન ભૂલી જઈ, એટલું બધું ઘેલાપણું બતાવેછે, કે નિર્લજ અને નીચમાં નીચ જાતિને શોભા ન આપે તેવાં ફટાણાં વિગેરે ભૂડાં ગીત ઉંચી જાતની સ્ત્રીઓ કઢાય તેવડા જોરથી ને જમીન તરફ માથાં નિચાં નમાવી ગાવા મંડી પડેછે. લગ્ન થઈ રહ્યા પછી ઘણું કરીને સ્ત્રીઓના સાદ તદન બેસી જાયછે. પરણનાર જોડાંને લગ્ન વખતે જે હર્ષ હોયછે, તેતો કોઈ વર્ણવીજ શકે નહિ. ગોર, આડોશી પાડોશી, ચાકર નફરને પણ લગ્નના વખતમાં સારો તડાકો મળવાના લોભથી આનંદ થાય છે. ટુંકામાં દુનિઆમાં લગ્નનો સમય સર્વને જેટલો આનંદકારી છે તેટલો બિજો કોઈ સમય આનંદકારી નથી. પરંતુ

અફસોસ કે લગ્નનો સમય દુનિઆમાં કેટલો ઉપયોગી છે, તે આપણા લોકો બિલકુલ સમજતા નથી!

એક દિવસે કાશીરામ અને રાધાલક્ષ્મી બંને પોતાના દિવાનખાનામાં બેઠાં બેઠાં ભાનુમતીના લગ્ન વિષે કંઈ વાત ચીત કરતાં હતાં, તેવામાં થોડા દહાડા અગાઉ ભાનુમતીને સાસરે કંકોત્રી આપવા મોકલેલો પુંજોગોર પોતાના મુસાફ-રીના પહેરવેશમાં આવી ઉભા રહ્યો. તેણે કહ્યું, હું ગણપત-રામને કંકોત્રી આપી સર્વ સમાચાર વિગતવાર સમજાવી આવ્યો, તેઓ જાન લઈ બે ચાર દિવસમાં અહિ આવશે, કેમકે ગયે કાલ પરમ નિકળવાના હતા. આ તેમનો લખી આપેલો કાગળ, અને વળી તેમણે મોંઢે કહાવ્યું છે કે બધાં મળી સો બસ્સે માણસજ આવવાનાં છે. આ સાંભળી કાશીરામ અને રાધાલક્ષ્મી ક્ષણભર એક બીજાના સામું જોઈ રહ્યાં; તરતજ રાધાલક્ષ્મીએ કહ્યું કે, ત્યારે આપણે પણ ઉતાવળ કરવી જોઇએ.

તેમણે પુંજાગોરને કંઈ થોડી ઘણી. વાતવિગત પૂછી રજા આપી. લગ્નનો સમારંભ નામ પ્રમાણે ઘણો મોટો કર-વાનો હતો, અને પંદર દિવસ થયાં આડોશી પાડોશી, ચાકર નફર, ઘરનાં માણસો અને સગાંવહાલાં તમામ સાહિત્ય કરે જતાં હતાં. હવે સઘળું કામ બમણી ત્વરાથી થવા લા-ગ્યું, દિન પરદિન સર્વના આનંદમાં વધારો થવા લાગ્યો. ઠેકાણે ઠેકાણે જૂદો જૂદો સામાન કરનારી સ્ત્રીઓ મંગળ ગીત ગાવા લાગી. ચિતારા વિગેરે રંગવાનું અને ચિતરવાનું

કામ આનંદથી કરવા લાગ્યા. બારણે નોબતો ગડ ગડવા લાગી. સર્વે નવિન નવિન વસ્ત્રાલંકાર ધારણ કરી હસતે મૂખે આમ તેમ ફરવા લાગ્યાં. ટૂંકામાં કાશીરામના ઘરમાં, કુટુંબમાં, નાતમાં, લાગતા વળગતાઓમાં અને આશ્રિતોમાં એટલે લગભગ આખા ગામમાં, સર્વ લોકને આનંદ થઈ રહ્યો હતો. સઘળાના આનંદ ઉત્સવનું મધ્યબિંદુ કાશીરામનું ઘર હતું. પુંજાશુકલના આવ્યા પછી સહુના આનંદમાં અત્યંત વધારો થયો. એક બે દિવસમાં સર્વ જણ પોત પોતાનાં કામ લગભગ પરવારી રહ્યાં.

ધામધુમ ચાલતી હતી તે સમયે એક દિવસે ખુશનુમા-સવારમાં કાશીરામના ઘરથી થોડે દૂર આવેલા તેના સુંદર બાગની અંદર કેટલીએકદેવકન્યાઓનું ટોળું નાના પ્રકારનાં વસ્ત્રાલંકાર ધારણ કરી ફુલ ઝાડોની ઘટાઓમાં આનંદભેર ભમતું હતું. બાગવાનોએ લગ્નનો સમય પાસે આવવાથી બાગમાં એવી સરસ શોભા કરી હતી, કે આ વખતે તે કુબેરના ચૈત્રરથ નામના બાગથી પણ અધિક શોભાયમાન અને મનોરંજક લાગતો. સૂર્યનો ઉદય થવાની તૈયારી હતી. રાતની ઝાકળથી હરવા ફરવાના સુંદર રસ્તાઓ છંટાઈ રહ્યા હતા. બંને બાજુએ નાની નાની નિયમિત રીતે ઉગેલી મિંદીની વાડો શોભતી હતી. ક્ષિતિજપર સૂર્ય ઉદય થયો કે ઊંચાં વૃક્ષોનાં માથાં સોનેરી રંગથી દીપવા લાગ્યાં. આકાશમાં જૂદા જૂદા રંગોની સાથે સોનેરી રંગ પૂરે ભપકાથી ચળકવા લાગ્યો. ઝાડોનાં પાંદડાંપર પડેલાં ઝાકળનાં

ટીપાં સુંદર નિર્મળ મોતીના દાણા જેવાં ચળકવા લાગ્યાં. જાઈ, જાૂઈ, ચંબેલી, મોગરા, કમળ, કેવડા, ચંપા અને ગુલાબ વિગેરે વિધ વિધ પ્રકારનાં ફૂલો અને ઝાડોની મધુર સુગંધથી મિશ્ર થયેલા ઠંડા મંદ મંદ વાતા વાયુની લહેરીઓથી ઉપજતું સુખ, અને આનંદી વિચારો આ દુનિઆની જંજાળો અને સંકટોથી થાકી ગયેલા મનને સ્વર્ગીય સુખનો સ્વાદ ચખાડે, તો પછી નવી નવી આશા, ઉમંગથી ભરપૂર અને યુવાવસ્થાના સંપૂર્ણ હાવ ભાવથી પોતાના નયનાનંદને ટૂંક સમયમાં નિહાળવાની આશામાં અતિશય આનંદથી ફરતા મન ઉપર શી અસર કરે! તેનો ચિતાર અનુભવી વાંચનારને સ્હેજમાં જણાશે. આ શુભ સમયે મેનાં, પોપટ, કોયલ, મોર વિગેરે નાના પ્રકારનાં આનંદી પક્ષીઓ સુંદર ઉપવનનાં વૃક્ષોમાં બેઠી લગ્નના ઉત્સવમાં ભાગ લેતાં હોય તેમ સુસ્વરવડે આસપાસ ફરતાં કુમારીકાઓના ટોળાને આવકાર આપતાં હતાં. મંદ મંદ પવનથી વારંવાર નમન કરતી નાના પ્રકારનાં સુંદર ઝાડોની ડાળીઓનાં રાત્રીમાં પડેલી ઝાકળથી ભીનાં થએલાં પત્રો સૂર્યના રૂપેરી તડકાથી મિશ્ર થઈ આંખને સુખ ઉપજાવે તેવા ચળકાટથી, ગંધર્વ કન્યાઓને લજ્જિત કરનારી બાળાઓના આવવાથી હસતાં જણાતાં હતાં. માન સરોવરમાં ઉગેલા કમળની પંક્તિઓમાં ધીમે ધીમે ગમન કરનાર રાજ્ય હંસના ટોળાની માફક ભિન્ન ભિન્ન પ્રકારનાં ફૂલોથી પથરાયલા માર્ગમાં યુવાવસ્થાના મદથી ધીમે ધીમે

ચોડતી, વખતે વખત આસપાસ આવેલાં ફળ ફૂલો ચૂંટવા ઉછાળા મારતી, સુવર્ણ કંકણ, બંગડી અને નૂપુરના અવાજ કરતી સખીઓના ટોળામાં એક બાળાની અવસ્થા આવે સમયે જૂદાજ પ્રકારની હતી. શરીરના સઘળા અવયવોમાં અને રૂપરંગમાં તથા ભાગ્યમાં પોતાની બીજી સાહેલીઓના કરતાં તે સહસ્રધા શ્રેષ્ઠ હતી. સર્વ છોડીઓ બાજૂ ઉપર આવેલાં ફૂલો ચૂંટી તેના હાર, છડીઓ, ગજરા, સેરખા, બાજુબંધ વિગેરે બનાવી તેને ખુશી કરવામાં પોતાની સંપૂર્ણ ચતુરાઈ વાપરી એક એકની હરીફાઈ કરતી હતી. સુગંધવાળાં તાજાં અને રમણીય ફૂલો જૂદી જૂદી બનાવટોમાં ગુંથાઈને આ દેવકન્યાના શરીરને સ્પર્શ કરી પોતાનું જીવતર સાફલ્ય કરવાની અને તેના આનંદમાં વૃદ્ધિ કરવાની આતુરતાથી ખુબસુરત હાથોવડે ચુંટાવા અધીરપણાથી ઉચાં નિચાં થઈ પોતાના ઉપર ઉતાવળથી નજર પડે તેમ બહાર આવતાં હતાં. તે નાના પ્રકારની હાસ્યરસની વાર્તાઓ કરીને હસતી અને ખુબસુરત નાજુક હાથથી તાળી દેતી ત્યારે સૂર્યના તડકાથી ચળકાટ મારતા કમળપત્ર જેવા સુવાળા ગુલાબી ગાલવાળા સર્વ પ્રકારે સુશોભિત થયેલા તેના ચહેરામાં પરવાળાં જેવા હોઠથી અને નિર્મળ મોતીની બે હારોથી તેને અધિક અધિક લાવણ્યતા મળતી હતી. તેના પહેરેલા સુંદર અને ઝીણા સાળુને જ્યારે જ્યારે નિર્લજ પવન કાળાનાગ જેવા ચળકતા રંગની વેણીવાળા માથા ઉપરથી ખસેડી નાખી, તેના સુગંધમય અતિ

સુંદર નાજુક હૃદય અને શરીર સાથે અફળાઈ હેરાન કરતો ત્યારે ત્યારે સુવર્ણ તથા મોતીનાં ઘરેણાંથી અને સુંદર કંચુકીથી તેના અવયવોની અતીવ સૌન્દર્યતા જોઈ આસપાસનાં પ્રાણિઓ પોતાનો અવતાર સફળ થયો માનતાં હતાં.

આ પ્રમાણે રમત ગમતમાં અચેત અને જડ વસ્તુઓને પણ આનંદ ઉપજાવતું કુમારીકાઓનું નાનું વૃંદ બાગમાં ફરતું ફરતું, મનુષ્યકૃત એક સુંદર અને સ્વચ્છ જળથી ભરેલા સરોવરમાં એક બેકના ગળામાં હાથ નાંખી પરી જેવા ચહેરાઓનાં પ્રતિબિંબ જોતું હતું, તેટલામાં રાજ્યમાર્ગ તરફથી આવતો પવન તેમના આનંદમાં વધારો કરવાની ખુશામત કરતો હોય તેમ હર્ષભેર રસ્તામાં નડતાં ઝાડોથી અથડાતો અથડાતો આ ટોળાની નાયકા ભાનુમતીના વરની જાનનો વરઘોડો આવી પહોંચવાની ખબર લાવ્યો.

ઉપર કહ્યા પ્રમાણે જાનનો વરઘોડો જોવાને આનંદભેર દોડતું ટોળું બાગના દરવાજા ઉપર બંગલાના છજામાં બેઠું હતું, તે વખતે વરઘોડો ધીમે ધીમે ત્યાં થઈ પસાર થતો હતો. ચંદ્રમુખી ભાનુમતી અત્યંત આનંદની સાથે પોતાના વરનાં દર્શન કરવા આતુરતાથી ઝરૂખા ઉપર ઝુમી રહી હતી. વરરાજાનો ઘોડો ગોખ નિચે આવ્યો ત્યારે તેના આનંદનો કંઈ પાર રહ્યો નહિ. જેમ ખેડુત અને ઘાંચી વિગરે લોકો ચામડાની સેરો પોતાના બળદને મોઢે બાંધે છે, તેમ રૂઢી પ્રમાણે વરરાજાને મોઢે કાંઈ બાંધી તેમનું મુખારવિંદ ઢાંકી દીધું હતું, અને સારા સારા વાઘા અંગ

ઉપર ધારણ કરાવ્યા હતા, તેથી તેમના શરીરનો કંઈ પણ ભાગ નહોતો જણાતો, તોપણ આ પોતાનો વર અને તેને જોવાથી એક ભણેલી, ડાહી પણ બાળક અને અણસમજુ બાળાને જેટલો આનંદ થવો જોઈએ, તેથી પણ અધિક અધિક આનંદ ભાનુમતીને થતો હતો; કેમકે વરઘોડાનો ઠાઠમાઠ, મોટી જાન, ઊંચા કુળવાનને ઘેર પોતાનો વિવાહ થયેલો તેથી તેના બાળપણના નિર્દોષ અને બિન અનુભવી મનને આનંદ થાયજ, અને તે પ્રમાણે કોને થતો નહિ હશે!

સામૈયું લઈ કાશીરામ જ્યારે ગણપતરામને ગામને ગાંદરે મળ્યા અને મૂરતીઆને દીઠો, ત્યારે તેનું કદ જોવાથી મન લગીર ખાટું થયું હતું, એટલે આ વખતે તેના મોં ઊપર ઘણી ખુશી જણાતી નહોતી, તોપણ સમજુ, ઠરેલ ને સદ્‌ગૃહસ્થ હોવાથી, મૂર્ખ લોક ચેતી જાય તેવું કંઈપણ ચિન્હ તેણે બતાવ્યું નહિ. જ્યારે વરઘોડો ઉતર્યો, સર્વને ઉતારો આપ્યો, અને ઘડી બેઘડી પછી રાધાલક્ષ્મીએ તેને ખુલ્લે મોંઢે જોયો, ત્યારે તેના મનમાં પણ ક્ષોભ ઉત્પન્ન થયો. ધીમે ધીમે એકજ દહાડામાં આવડી મોટી બસેંસે ત્રણસેં માણસની જાનના અતડાપણાથી, હુકમથી, નાગાઈ, હુંપદ અને મઉપણાથી બેંન્ને સમજુ દંપતી દિલગીર થવા લાગ્યાં, પણ હવે શું થાય? બ્રાહ્મણભાઈનો બ્યવહાર. જો કાંઈ લગીર તકરાર થઈ તો ડંડા ઉડે, અને જન્મારા સુધીની નામોશી મળવા સાથે વળી છોડીનાં માબાપ એટલે તો કંઈ બોલાયજ નહિ!!

ડુંગરા દૂરથી રળિઆમણા લાગતા હતા. વિદ્યારામભાઇને નજરે જોયા નહોતા તેથી અને પોતાની એકની એક આંધી છોડી ઊંચા કુળવાનને ઘેર જાયતો મોટી આબરૂ માનતાં તેથી, પ્રથમ તેઓ આ વેવિશાળથી ઘણાં સંતોષી હોય તેમ જણાતું હતું. હવે બધો વિચાર ફરી ગયા જેવું લાગ્યું. તેમના મનમાં વિધ વિધ પ્રકારના વિચાર આવવા લાગ્યા. વિવિધ પ્રકારના પસ્તાવા અને ફિકરોએ તેમના લગનના ઉમંગમાં ઝાંખ આણી. બારસેંની પહેરામણી અને બિજા બે હજારનું ખર્ચ કરતાં પણ મન પસંદ વર પોતાની છોડી માટે ન મળ્યો, એ સંભારી સંભારી અને નજરે નિહાળી નિહાળી રાધાલક્ષ્મી અને કાશીરામને પગલે પગલે પોતાની મૂર્ખાઈ અને આવા મહાભારત કામમાં બેફિકરાપણું માલમ પડતું હતું. જો કે છગનભટથી તથા બીજાં આસપાસનાંઓથી થોડી થોડી ખબરો તેમણે સાંભળી હતી, તોપણ તેનો સગો મામો તદ્દન આવું કરી આવ્યો હશે, એ તેમણે ધાર્યું નહોતું. જો તેમણે કુળમાં પોતાનાથી નીચા નહિ પણ બરોબરીઆઓમાંથી સારો, ઉમ્મરલાયક, ભણેલો, ડાહ્યો, ગરીબ અને હમેશાં પોતાના કહ્યામાં રહે એવો વર શોધ્યો હોત, તો આસપાસનાં પડોસી ગામો અને શહેરોમાં સહેલથી મળી શકત, પણ ઊંચા કુળની આશાથી વિદ્વાન અને સમજુ છતાં, પણ પોતાની પાળી પોષી મોટી કરેલી છોડીને હજાર હાથના ઊંડા ખાડામાં ધકેલી દીધી!! એક કુળની વાત જો આપણે બાદ કરીએ

તો તેમણે ગણપતરામના ઘરમાં કન્યા દેવા જેવું શું દીઠું? શા સુખ ઉપર અને કેવા વર ઉપર તેમણે ત્રણ હજાર રૂપિઆ ખરાબ કર્યા? કદાપિ કુળમાં પોતાના બરોબરીઆને ત્યાં પરણાવી હોત, અને એ ત્રણહજાર રૂપિઆ ભાનુમતીને નામે વ્યાજે મૂક્યા હોત, તો તેનાં સાસરિઆં જન્મારા સુધી તેનાં ઓશીંગણ થાત, અને લાયક વર મળ્યાથી તે ભાનુમતી ઉપર વધારેને વધારે પ્યાર રાખી સુખી કરત.

પણ હવે આ બધા પાછળ બુદ્ધિના વિચારો હતા. હવે જે થયું તેના ઉપર સંતોષ માની, બગડેલાને સુધારી લેવાના પ્રયત્ન શિવાય બીજું કંઈ થઈ શકે તેમ નહોતું. યોગ્ય ધામધુમ સાથે વર કન્યાને પરણાવી જાનને પંદર વિસ દિવસ રાખી વિદાય કરી. જો કે ધનવાનનું, હમેશાં માબાપથી ઘડી પણ વિખુટું ન પડેલું લાડકવાયું છોકરૂં તેથી મોકલવાની ના પાડી, અને વરવાળાને પણ હવે ઘણી ખેંચતાણ કરવાની ઓછીજ ગરજ હતી, તોપણ શાસ્ત્ર માટે બેચાર દહાડા ભાનુમતીને સાસરે વળાવવી પડી. ગણપતરામ વિગેરે ગમે તેટલા ગર્વિષ્ઠ અને મનથી કુળવાન હતા, પણ મુખ ઉપર રાજ્યતેજ અને લક્ષ્મીનું તેજ તપનાર ગંભીર માણસોના સામા તેમનાથી જોઈ શકાતું નહોતું, તેથી ઝાઝી તકરાર કર્યા શિવાય પેટ ટાઢું થયું, એટલે ચાલ્યા ગયા.

વિદ્યારામની જાનમાં તેના પાડોશી એક વાણિઆનો વિદ્વાન છોકરો આવ્યો હતો. તે છોકરાનો બાપ ગણપતરામને વારંવાર નાણાં વિગેરે ધીરતો, તથા આ લગ્ન ટાંકણાના

ખર્ચ સારૂ પણ તેણે પૈસા પીધાં હતા, તેથી તેને જોડ તેડી લાવ્યા હતા. તે છોકરો ચંચળ હતો તેથી કાશીરામ તરફનું મન ઘણું ખરૂં ચેતી ગયો હતો. અને વળી ગણપતરામના ઘરનો સંપૂર્ણ માહીતગાર હોવાથી, આ જોડું જોઈ તેના મનમાં ઘણું વિચિત્ર લાગતું હતું. વારંવાર તેને હસવું અને દયા બન્ને આવતાં. પોતે ભણેલો અને ગમતી હોવાથી પાંચ સાત દહાડાની લાંબી વાટ ખુટાડવા, તેણે આ લગ્ન ઉપર નિચે પ્રમાણે એક કવિતા બનાવી વારંવાર ગાવા લાગ્યો.

### લાવણી.

ધિક ધિક હિંદુ લોક તમનેરે ધિક ધિક હિંદુ લોક તમને;
પરણાવો નહિ પુત્રીઓને જોઈ લાયક વરને.
જુઓ નહિ વય રૂપ ગુણ વિદ્યારે; (૨)
ગુણવંતી નિજ પુત્રીઓનો જન્મ કરો મિથ્યા.
તમે લ્યો અમ શુભ કુળ જોવારે; (૨)
બાળાઓને દુઃખી દેખી પછી માંડો રોવા.
બહુ દ્રષ્ટાંત નજર જૂઓરે; (૨)
તોપણ તમને સાન વળે નહિ હિંદુ લોક દુષ્ટો!
જુઓ બહુ બાળાઓ રાંડેરે; (૨)
નીચ જાતિનાઓની સાથે ઝાહેર ઘર માંડે.
તમારી લોક લાજ શી રેરે? (૨)
ધન બહુ ખર્ચી કુળવાનને કન્યાઓ જે દે.
જુઓ નહિ વૃદ્ધ બાળ રોગીરે; (૨)
વગર વિચારે કરો કુલિનને પુત્રીનો ભાગી.

કુળને કોઈ નહિ રાંધેરે; (૨)
જોબનનાં સુખ પૂરાં કરવા નહિ કામે લાગે.
ઉછેરી કરો શીદ મોટીરે; (૨)
જુઓ ઘણાં માબાપો કર્મે ટીલી કાળી ચોટી.
તજો મિથ્યાભિમાન આજેરે; (૨)
કુકર્મો તમ પુત્રીઓનાં જોઈ પિત્રા લાજે.
જુઓ નહિ કુળ મૂળ કુખનેરે; (૨)
ગાલ ગુલાબી કરમાતા જોઈ પથ્થર પણ પિગળે.
કૂવા કે વાવ ઘણાં શોધેરે; (૨)
વિઠ્ઠલ કે' ચેતો નહિ મૂરખા નજર જુઓ તોપે.



# પ્રકરણ ૯ મું.

જે અજ્ઞાન જ્ઞાતિઓમાં બાળ લગ્ન, કન્યા વિક્રય, કુળ જોવાના અને પૈસો જોવાના મૂર્ખતા ભરેલા રિવાજો ચાલે છે, તે જ્ઞાતિઓની બાળાઓ દશ દશ બાર બાર વર્ષની નાની વયમાંથી સાસરે જાયછે, ત્યારથી તેમની દુઃખિઆરી જીંદગીનો આરંભ થાયછે. જે વખત રમવાનો, જ્ઞાન મેળવવાનો, આમ તેમ છૂટથી ફરી શરીરનો બાંધો મજબુત કરવાનો, વિધવિધ પ્રકારના ઉમંગોથી મનને સદા આનંદમાં રાખવાનો, તેજ વખત તેઓનાં હમેશનાં કેદખાનાનો, ગુલામી અવસ્થાનો, શોકના મહાસાગરમાં ડુબવાનો, ઘરસંસારની જંજાળમાં પડવાનો, અને શરીરમાં ભયંકર રોગોના મૂળ

નંખાવાનો થાયછે. આપણી ભાનુમતી પણ એજ દુષ્ટ ને ઘાતકી રૂઢીનો ભોગ થઈ હતી, અને તેથીજ તે પણ ઉપરના નિયમમાં કહેલી છોડીઓની અવસ્થામાં આવે એ વધારે નવાઈનું નથી. નાદાન મૂર્ખ છોકડીઓ પોતાના ઉપર પડતા સંકટની ઘાતકી અસરો બેફિકરાઇથી, અગર ઉદ્ધતાઇથી ઓછી કરેછે, પરંતુ ઘણો ભાગ ભોળો અને અભણ હોવાથી, દેખાદેખી બ્રાહ્મણ, ભૂવા, જોશી, બાવા, ગોરજી, પીર, મુજાવર, કાજી અને વાદીઓ વિગેરેની પાસે દોરા ચીઠાંઓ કરાવવાના વહેમમાં પડી ખરી અણીની વખતે ઉપયોગમાં આવે તેવી જે કંઈ બે પૈસાની ચીજ પોતાની પાસે હોય તે, અગર ઘરમાંથી કંઈ ચોરી કરીને તેમને આપે છે. કેટલીક દુર્ભાગ્ય પોતાની અમૂલ્ય પવિત્ર લાજ આબરૂ આ નીચ કૂતરાઓની નીચદાનતો પૂરી પાડવામાં ગુમાવી, પોતાના દુઃખમાં ઉલટો વધારો કરે જાયછે. જે સમજુ, ભણેલી, ગરીબ સ્વભાવની અને વિદ્વાન હોય છે, તે લગીર દુઃખને અધિક અધિક માની ફિકર ચિંતામાં અહોરાત્ર શરીરને બાળી નાંખી, કાચી વયમાં ઘરડી ડોસી જેવી થઈ જાયછે. નિરંતરના ક્ષઈ, તાવ, હેબકથી પંદર વિશ અને પચીસ વર્ષની ભરજુવાનીમાં, અગર કૂવો અવાડો કરવાથી કે ઝેરથી દુનિઆનો ત્યાગ કરે છે. નાનપણમાં માબાપને ત્યાં, અને સાસરે આવ્યા પહેલાં મનમાં પતિના સુખના વિચારથી જે સુખ દીઠું હોય, તે સિવાય કોઈ પણ દિવસ ઘણા ભાગ ને આખા જન્મારામાં

સુખનું સ્વપ્નું પણ આવતું નથી. કેટલીએકની એવી અવસ્થા થાય છે કે એ સમયે જો કંઈ રોગથી ધણી મરી જાય તો દુઃખની સીમા રહેતી નથી, અને કેટલીકને અત્યંત સુખ થાયછે. કેટલીએક ઈશ્વર ઉપર ભાવ રાખી સદાચરણમાં ચાલી પડેલું દુઃખ ધૈર્યથી સહન કરેછે, તેમના પતિઓ થોડાં વર્ષમાં મોટા થઈ, સારી નોકરી કે ધંધો રોજગાર કરી તેમને માનપાનથી રાજી કરી ભોગવેલાં દુઃખો સ્વપ્ના જેવાં કરી દેછે. જો કે આવી રીતે સુખના દિવસ દેખવાનું ઘણાં જણને થતું હશે, તોપણ પતિનાં સુખ ભોગવવાના ખરા અવસરમાં પોતાની અવસ્થા ઉપર સંતોષ રાખી બેસી રહેનાર સેંકડે એક બે નિકળે.

ગરીબ બિચારી સુખને સાહેબીમાં ઉછરેલી કુમળી ભાનુમતીને પરણાવી સાસરે વળાવી માબાપે પોતાને માથેથી લોક લાજની ફિકરની બોજો ઉતાર્યો,પરંતુ તેનેમાથે સદૈવના દુઃખ અને આફતોના હિમાલયનો પાયો નંખાયો.પહેલી વખત તો જ્યારે સાસરે ગઈ, અને આઠ દસ દહાડા રહી ત્યારે દુઃખ પારખવાથી તદન અણસમજ હતી તેથી, તથા તેનાજ બાપના પૈસાથી તેની સંપૂર્ણ મરજી સાચવવામાં આવતી તેથી, તેને કંઈ ખબર પડી નહિ.જ્યારે બે વર્ષ પછી જુવાનીનાં સઘળાં ચિન્હોથી સાસરે જવા લાયક થઈ, ત્યારથી સુખ ભોગવવાની આશાઓ સાથે દુઃખ પડવાના ઉંડા ઉંડા વહેમ પણ તેના અંતઃકરણમાં ઉત્પન્ન થયા. જ્યારે જ્યારે એકાંતમાં હોય, અગર સરખા વયની સહીઓમાં વાતોનાં ગપે ચ

ઢી હોય, ત્યારે ત્યારે સાસરે જઈ પતિની સાથેના પ્યાર અને સુખના વિચાર અને તડાકાઓમાં દેહનું ભાન પણ ભૂલી જાય. તેના કલાકો, દહાડા અને રાત્રિઓ જેમ જેમ જતાં જાય, તેમ તેમ સાસરે જઈ વરને મળવા વધારે અધીરી થાય. તેને સાસરે જવાની કે વર સંબંધીની વાત સિવાય બિજા કોઈ પણ પ્રકારની વાત ગમતી નહિ. પોતે સારાં માબાપની છોડી તેથી, તથા સાસરે જઈ સાસુસસરા અને પતિ વિગેરેની સંપૂર્ણ મરજી સાચવી લેવાની વિધ વિધ યુક્તિઓ અજમાવવાથી સહુનો પ્યાર મેળવી ઘણીજ સુખી થઈશ, એવી તેના મનમાં પક્કી ખાત્રી થઈ હતી. જૂદા જૂદા પ્રકારની ઢબમાં બોલવા ચાલવા અને પહેરવા ઓઢવામાં પોતાનો ઘણો વખત ગુમાવવા લાગી. તેને પક્કી આશા હતી કે દીવાળીમાં સાસરેથી તેડવા આવશે, માટે જ્યારે નવરાત્રમાં માતાના ગરબા ગાવા કોઈ સગાંવહાલાંને ઘેર જતી, અને તે વખતે હૃદયના ખરા ઉમંગથી જે વસ્ત્રાલંકાર ધારણ કરી સ્ત્રીઓના ટોળામાં મધુર કંઠથી ગાતી ગરબે ફરતી, ત્યારની તેની શોભા અને સ્વરૂપનું વર્ણન કાળિદાસ, ભવભુતિ, બાણ અને શેક્સપિયર જેવા કવિઓજ કરી શકે. ભાનુમતી પતિ સેવાના અને સાસરામાં માણસો સાથે વર્ત્તવાના ધર્મ નિશાળે તથા મા પાસેથી અને ઘરની બિજી સ્ત્રીઓથી શિખી હતી, તેથી પતિને રિઝવી, સાસુસસરાને આધીન રહી સર્વની વહાલી થવાના વિચાર, ભિન્ન ભિન્ન પ્રકૃતિના માણસોથી પરિચય નહિ હોવાથી, તેના મનમાં એટલી બધી

ખાત્રીથી ઠસી ગયા હતા, કે જ્યારે જ્યારે કોઈ સહી પોતાના પતિથી, સાસુસસરાથી, નણંદ, દેરાણી કે જેઠાણીથી પોતાના પર પડતા જૂલમની તેના આગળ વાત કહી બળાપો કરી શાંતિ અને ધૈર્ય મેળવવા આવે, ત્યારે ત્યારે તે ઉલટી તેમનો વાંક કાઢે, પણ પતિ અને સાસરીઆંને માટે તો એમજ ખાત્રી થઈ ગયેલી કે જો આપણે તેમની જોડે સારી રીતે આધીન પણાથી ચાલીએ તો તેઓ બધાં સ્હેજ વારમાં આપણે વશ થઈ જાય. આ વિચાર કંઈ દોષ કે ભૂલ ભરેલો પણ નહોતો. કેમકે તેનાં સુજ્ઞ માબાપોથી અને નિશાળમાંથી પણ તેને તેજ પ્રમાણે ઉપદેશ થએલો હતો, અને તેજ ઉપદેશ છોડીએ સદા યાદ રાખી, સાસરાનાં માણસો સાથે વર્તવું જોઈએ. અલબત્ત આજ નિયમથી સારી સુધરેલી ન્નાતિઓમાં, ને સારાં સુધરેલાં વિદ્વાન કુટુંબમાં જનારી વહુઓ બધાંને વશ કરી નાંખે છે, પણ જડસા જેવી મૂર્ખ અને ભિખારી ન્નાતિઓમાં તથા કમનસીબ દરિદ્રિ કુટુંબમાં જનારી વહુઓને એજ નિયમાનુસારથી પ્રતિદિન અધિક અધિક દુઃખ પડેછે. ભાનુમતીનો અભિપ્રાય સર્વદા એજ હતો કે ઉપલા નિયમના ધોરણે ચાલવાથી દુનિઆમાં કોઈ પણ માણસ એવું નથી, કે તે પ્રમાણે ચાલનારને વશ ન થતાં દુઃખ દે. પતિવ્રતા સતીસીતાના જેવા નિર્મળ, પવિત્ર સદ્ગુણો, અને સુબોધોથી ભરેલા મન વાળી ભાનુમતીને જેમ જેમ પતિનાં સુખ ભોગવનારી જૂદી જૂદી સહિઓ સાથે તેમના સુખ દુઃખની ખુલ્લા અંતઃ

કરણથી વાતચીતો થતી, તેમ તેમ ધીમે ધીમે ખાત્રી થવા લાગી કે, દુનિઆમાં ઇશ્વરે સર્વ માણસોને તેના અને તેના કુટુંબિઓ જેવાં નથી બનાવ્યાં. અને વળી એમ ન ખાત્રી થાય કે પોતાનો સુવર્ણમય અભિપ્રાય તેની સંપૂર્ણ અસર સાથે સફળ થશેજ.

ભાનુમતીની મુખ્ય સલાહકાર વિજળી નામની સોળ વર્ષની તેની એક સહી હતી. તે ઘણા સારા સ્વભાવની અને ડાહી હતી. સાસરે જતી ત્યારે કામકાજ કરવામાં ખરેખરી વિજળી જેવી ઝડપ વાળી હતી. પરંતુ ગરીબ બિચારી દુષ્ટ બાળલગ્નના ફાંસામાં ફસાઈ ગઇ હતી. મૂર્ખ, અભણ અને સર્વ કુલક્ષણ સંપન્નવર અને નીચ સાસરીઆં તરફથી તેને ઘણું ખમવું પડતું. વારંવાર તે પોતાનાં દુઃખ રડવા ભાનુમતી પાસે આવતી. વગર અનુભવી શાણી ભાનુમતી તેનું સઘળું દુઃખ સાંભળી, થોડી શિખામણ દઈ ધિરજ આપતી. એમ કરતાં કરતાં એક દિવસે પોતાની માની સાચી જૂઠી ફરિયાદ સાંભળી વિજળીને તેના વરે ગાંજાનાપૂર નિશાની અંદર ખૂબ માર માર્યો, અને જ્યારે નિસરણીથી ઉતરવા જતી હતી, ત્યારે ધક્કો મારી નિચે હડશેલી મૂકી. બિચારી વિજળીને એવું તો વાગ્યું કે બે ઘડી સુધી તેનાથી ઉઠી શકાયું નહિ. જ્યારે રોતી રોતી ઉઠીને પોતાને ઘેર આવવા માંડી, ત્યારે પણ તેના દૈત્ય ધણીએ બહાર આવી, ચોટલો ઝાલી, ઘસડી ઘરમાં લઇ જઈ લાતે લાતે ખૂબ ગુંદળી નાંખી. વિજળી મરણ તુલ્ય થઈ ગઇ, અને જ્યારે આડોશી પાડોશીથી ઘર ભરાઈ

ગયું, ત્યારેજ તેના ધણીએ તેને મારવી બંધ કરી. તેની દુષ્ટ સાસુ અને નણંદ આ સઘળો તમાશો ખુશીથી જોતાં હતાં, પણ વચ્ચે પડી છોકરાને વારવાનો યત્ન કદી કર્યો નહિ. તેમની વારંવારની શિખવણીથી આવી લડાઇઓ રોજ થતી, અને રોજ વિજળીને અત્યંત માર પડતો. મહેનતથી, મારથી અને જીર્ણતાવથી, દિનપર દિન તેનું શરીર એટલું બધું નબળું થતું જતું કે, થોડા દિવસ પિયરમાં રહી, ઔષધ કરવાની સહુ તેને ભલામણ કરતાં. પરંતુ કમ અક્કલનો તેનો વર, મા અને બહેનની ઠગાઇ ભરેલી વાતોથી, એને પિયર જવા દેતો નહિ. વિજળીનાં પિયરિઆં ગામમાં ઘણા મોટા જથાવાળાં અને સૌથી જોરાવરમાં જોરાવર ગણાતાં, પણ તેમનું કંઈ જોર તેને સાસરાના જુલમમાંથી છોડવવા કામ આવતું નહિ.

છોડીના સાસરાનાં માણસ જોડે, ગમે તેવા જોરાવર માણસનું જોર ચાલતું નથી. જેમ જેમ તેમની જોડે વધારે ને વધારે લઢાઇ થાય, અને નાદાન માણસો વધારે વધારે ચડશી ભરાય, તેમ તેમ છોડીને વધારે ને વધારે દુઃખ પડે, પરંતુ કોઈ કોઈ વાર ઘણી જગ્યાએ એમ પણ બને છે કે, જોરાવર માબાપની છોડીઓ સાસરે ગમે તેવાં ખરાબ સ્વભાવનાં માણસોમાં સુખે રહેછે, અને તેમનું કોઈ નામ પણ નથી લેતું. એનું કારણ એજ કે, જ્યારે બંને તરફ સરખે સરખાં મળ્યાં હોય, ત્યારે જો છોડી, સાસુ કે નણંદ અગર કોઈ બિજાની શિખવણીથી સાસરે માર ખાઇ પેર આવે, અથવા

સાંભળે તો તરત તેને સાસરે જઈ ગાળો વિગેરેનો વર્વાદ વર્ષાવી વખતે મારંમારાપર પણ આવી જાય.

વિજળીને રોજ સાસરે જે દુઃખ પડતું, તે તેનાં આસપાસનાં તેનાં માબાપ, ભાઈ બહેન વિગરે સહુને કહેતાં, પણ તેઓ એવાં આબરૂવાળાં હતાં કે, ટંટા અને ફજેતીથી સોગાઉ નાસતાં ફરતાં. ધીમે ધીમે તેમની પણ ખાત્રી થઈ કે, વિજળીને હવે વધારે વાર સાસરે રહેવા દીધાથી તેની જીંદગીનું નુકશાન થશે. આ ઉપરથી તેઓને બડાધ કરવાને હવે પછીની કોઈ પણ તક હાથ આવે તો, વિજળીને ઘેર લાવવી, એવું સહુના મનમાં આવ્યું. ઉપર કહયા પ્રમાણે જ્યારે વિજળીને માર્યાની ખબર તેમને પડી, ત્યારે પાછલે પહોરેક દહાડે તેની મા, બહેન, માસી અને ફોઈ વિગેરે પાંચ સાત જોરાવર જોરાવર બૈરાં લઢવાના પૂરે જુસ્સા સાથે વિજળીને સાસરે આવ્યાં. વિજળી બિચારી આ વખતે, પોતાનાથી થએલું ઘરનું કામકાજ પરવારી, એક પાડોશીના ઘરમાં ચાર પાંચ બઈરાંઓની સાથે પોતાનું દુઃખ રડતી બેઠી હતી, અને સઘળાં બૈરાં તેની આસનાવાસના કરતાં હતાં. વિજળીની મા વિગરે બધાં, તેના સસરાના બારણે ઉભાં રહ્યાં, અને તેની બહેનને અંદર તેડવા મોકલી, એટલે વિજળીની સાસુ, અને નણંદ બહાર આવ્યાં. તેની સાસુએ વિજળીને માટે ઘણાએ ઉડાવવાના જવાપ દીધા, પણ પૂર્ણ રીષથી આવેલાં બૈરાંઓએ કંઇ માન્યું નહિ. આ બધો ગડબડાટ સાંભળીને તથા સવારના બના-

વથી સહુ વાકેફ હોવાથી દસ બાર પાડોશી ભેગાં થઈ ગયાં. એટલામાં પાસેના ઘરમાંથી વિજળી વિગેરે બઈરાં પણ જો-વાને બહાર દોડી આવ્યાં. વિજળી, પોતાની મા, માસી, ફોઈ, બ્હેન વિગેરેને જોતાંજ, એટલી બધી ગળગળી થઇ કે કંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય, માની કોટે બાઝી પડી. મા અને દિકરી બંનેની આંખોમાંથી થોડીવાર સુધી તો ઓધાર આંસુ નિકળવા સિવાય કંઈ પણ બોલાયું નહિ. આસપાસ જોવા ઉભેલાંઓ પણ આ બનાવથી આંખમાં આંસુ લાવવા માંડ્યાં. વિજળીની સાસુ અને નણંદથી આ ન ખમાયું, એટલે બડબડતાં બડબડતાં ઘરમાં જઇ બેઠાં. તે-મને ખાત્રી હતી કે વિજળીનાં મા, માશી, ફોઇ, વિગરે કોઈ કંઈ લડવાનાં નથી, અને તેવા કરતાં કંઈ લડવાનું કરે, તો આપણે લઢવામાં જોરાવર છીએ, એટલે બરસેં બઇરાં ને પણ મા દિકરી મળી થકવીશું. તેથી કંઇ પણ ગડબડ કરે તો એકદમ લઢવાજ માંડવું, એવો નિશ્ચય કરી તૈયાર થઈ બેઠાં હતાં. બહાર પણ તેમના ઘરમાં ગયાથી આડોશી પાડોશીને વિજળીની મા વિગેરેને ચઢાવવા ઠીક લાગ મ-ળ્યો. બધાંએ તેમના ખરાબ સ્વભાવથી પાકી રહ્યાં હતાં. વિજળીને અને તેની માને એક ચોતરા ઉપર બેસાડી બે ચાર પાડોશણોએ વિજળીની પીઠ વિગેરે જે જે જગ્યાએ મારની નિશાનીઓ દેખાતી, તે તે જગ્યાઓ બતાવી. વિ-જળીની ફોઈ, માસી, બ્હેન વિગેરેને આસપાસ ઉભેલાં પ-ણ પોતાનાથી બને તેટલી લાગણી અને શૂરે ચઢે એવી

વાતો કરી વિજળીને ઘેર લઈ જવા શિખામણ દેતાં હતાં. આ બધું એક ક્ષણવાર જોઈ પોતાને સાસરે જોરાવરપણા વિષે પ્રખ્યાત વિજળીની મોટી બ્હેને તેની સાસુ અને નણંદને ગાળો દેવા માંડી. તેઓ બંને પણ ઘરમાં તૈયારજ હતાં. ગાળો સાંભળી ખિજવાયલી સિંહણોની માફક બહાર આવી, અને વિજળીની નણંદે તો પોતાને ઓટેથી ઉતરી, તેની બ્હેનના સામે ઉભી રહી ગાળો દેવા માંડી. વિજળીની માશી અને ફોઈ તેની સાસુ સાથે ગાળા ગાળી આવ્યાં. એટલામાં વિજળીની નણંદ તથા મોટી અને નાની બન્ને બ્હેનો એક બિજા સાથે એટલાં તપી ગયાં, કે પેલી નણંદનો હાથ જરા તેની બ્હેનના મોંને અડ્યો, ન અડ્યો થતાંજ વિજળીની મોટી બ્હેને તેના હાથ પકડી એટલા જોરથી ધક્કો માર્યો, કે જો પછવાડે ઘણાં માણસ નહોત તો, માથુ ફુટી જાત. હવે ખરેખરે લડાઈ જામી. વિજળીની સાસુ છોડીને મારી નાંખીરે મારી નાંખી, એમ બુમ પાડતી નિચે ઉતરી, એટલે બધાં બઈરાંએ તેને વિજળીની મોટી બ્હેન પાસે જતી અટકાવી, અને વધારે વધારે જોર કાઢવા ગઈ; ત્યારે ચાર બાવડાને પણ પહોચીવળે એવી જોરાવર વિજળીની ફોઈ લડતાં લડતાં મારા મારી લગી આવી ગયાં. આસપાસનાં બઈરાંને પણ આ લાગ સારો મળેલો હોવાથી, કોઇ વચ્ચે પડ્યું નહિ. વિજળીની સાસુ અને નણંદે જેમ વધારે જોર કર્યું, તેમ માર પણ પુષ્કળ ખાધો. ઘણીવાર થઇ ને સહુ થાકવા આવ્યાં. ત્યારે વિજળીના બે ભાઈ તથા

એક મામાનો છોકરો આવી પહોચ્યા. તેઓ બધરાંને લડતાં બંધ પાડી, વિજળીને લઇ ઘેર જતા હતા, તેટલામાં વિજળીનો વર, પોતાની મા તથા બહેનને માર્યાની ખબર સાંભળી, બ્હારથી દોડી આવ્યો. તેને જોઇ તેની મા તથા બહેન તેના ઉપર ઉતરી પડ્યાં, અને ખૂબ ગાળો ને ઠપકાનો વર્ષાદ વર્ષાવ્યો. ઘરમાંથી કાઢી મૂકવાની, જૂદો રાખવાની, વિગેરે અત્યંત ધાસ્તીઓ આપી. છેવટે બાઇ સાહેબ ઘરમાંથી મોટી લાકડી લઇ બહાર આવ્યા, અને ચોત્રે બેસી ગાળો દેવા મંડ્યા. તેના સાળાઓએ તેને ખૂબ ફોસલાવ્યો, અને વાર્યો, તો પણ તેણે માન્યું નહિ. ને વધારે વધારે અક્કડ થતો ગયો. તેના સાળા પણ તેનીજ ઉમ્મરના હોવાથી લડી પડ્યા. સૌથી નાનો હતો તેણે વિજળીના વરની લાકડી ઝાલીને ખેંચી, એટલે પોતે હેઠળ પધાર્યા. હવે પણ થોડી લડાઇ મચી. સાળાઓએ લાકડી પડાવી બનેવીની લગોર ઠીકા ઠીક પૂજા કરી. બનેવી પણ વધારે મારથી વધારે અક્કડ થતા છેવટે થાકીને ગાળો દેતા ચોત્રે બેઠા. હવે આસપાસના પુરૂષો અને બધરાંએ સમજાવી સહુને વેરી નાંખ્યાં. વિજળી, તેની મા અને બહેનો વિગેરે આગળથી ઘર તરફ વિદાય થયાં હતાં. વિજળીની સાસુ, નણંદ અને વરને સહુએ ખૂબ ઠપકો દિધો. સર્વે જાણતાં હતાં કે તેમને ઠીક માર પડ્યો છે. જે આવે તે કહે કે સારૂં થયું, એમજ જોઇએ. વિજળીને પિયરની શેરીમાં જે કોઇ જુએ, તે પણ કહે કે ઠીક થયું. વિજળીનાં સગાંઓએ ઠરાવ કર્યો

કે હવે પછી પક્કો બંદોબસ્ત કર્યા સિવાય વિજળીને સાસરે મોકલવી નહિ.

આ બનાવ બન્યા પછી વિજળીને સાસરે જે કામ કરવું પડતું, તેના સોમા ભાગનું પણ પિયરમાં કરવાનું નહોતું તેથી તે નવરાશના વખતમાં ભાનુમતીને ત્યાં જઈ બેસતી. ભાનુમતી તેને તેના વર, સાસુ નણંદ વિગેરે તરફની હકીકત વારંવાર પૂછતી. તે જાણતી કે એમાંથી તેને શિખી લેવાનું ઘણું છે. મરજી સાચવ્યાના ઘણા ઘણા પ્રયત્ન કર્યા છતાં, માણસો કેવાં મૂર્ખ વૈરી થઈ પડેછે? અને જો સારાં માણસો જોડે સંબંધ ન થયો, તો દુનિઆં કેવી અકારી લાગે છે? એ બધાનો અભ્યાસ ભાનુમતીએ પોતાની ઘણી ખરી સહીઓ પાસેથી કરી લીધો. નાના વૃદ્ધ કે અજાણ કરતાં કમ અક્કલના મૂર્ખ વરેથી વધારે દુઃખ ઉત્પન્ન થાયછે. વિજળીને ભાનુમતીની શિખામણોથી ઘણોજ લાભ થયો હતો. ધર્મ જાણવાની અને સહન કરવાની તેનામાં સારી શક્તિ હતી. ભાનુમતીમાં એ ઉત્તમ ગુણોની સાથે વિજળીના દુઃખનો અનુભવ મળ્યો, તેથી હિંદુઓના સંસારના પહેલા પગથીએ સંસારના મૂળમાંથીજ જે નાશકારક કીડો ઉત્પન્ન થાયછે, તે બાબતનું તેનું જ્ઞાન પાકું થવા માંડ્યું.

ભાનુમતી દિવસે દિવસે મોટી થતી હતી, તેથી કાશીરામ અને રાધાલક્ષ્મી એટલાં બધાં અધીરાં થઈ ગયાં હતાં, કે ચંદ્રનગર બે ચાર વાર માણસ મોકલી દિવાળી ઉપર આણું લઈ ભાનુમતીને તેડી જવા લખ્યું હતું. ગણપતરામનું છેવટે

જ્યારે કંઈ પણ બહાનું ન ચાલ્યું ત્યારે દિવાળી ઉપર મોટા રેશાલા સહીત મધુપુર આવ્યા. કાશીરામ અને રાધાલક્ષ્મીએ તેમની સારી રીતે પરોણાચાકરી કરી. લગનના વખત જેટલોજ આનંદ આ વખતે પણ થયો. ભાનુમતીનાં ફુગવાન સાસરિઆંની ઘણી ઘણી ખુશામત કરવા છતાં, પણ તેઓ કોઈ કોઈ બાબતોમાં લડયા સિવાય રહ્યાં નહિ. કાશીરામે હરેક પ્રકારે તેમને રાજી રાખવાનું ધાર્યું હતું.

જ્યારથી ગણપતરામ વિગેરે આવ્યા હતા, ત્યારથી ભાનુમતી પાસેથી તેની એક પણ સહી ખશી નહોતી. બધી તેની જોડે હસવા રમવામાં અને ભાનુમતીની રજા લેવામાં મચી હતી. રાધાલક્ષ્મી વિગેરે બૈરાં ભાનુમતીનાં લૂગડાં, ઘરેણાં વિગેરે સામાન બાંધવામાં ગુંથાયાં હતાં. છેવટે સઘળું તૈયાર થયું. ભાનુમતીનો સાસરે જવામાં હર્ષ માય નહિ. જોષીને પૂછી મુહૂર્ત નક્કી કર્યું હતું, તે દિવસે સર્વે નિકળવાની ઉતાવળમાં પડ્યાં. પુરૂષ અને બાયડીઓની આવજા થવા માંડી. પોતાની સદ્‌ગુણી પ્રાણ સમાન વહાલી છોડી ઘોડી ઘડીમાં પરદેશ, પારકે ઘેર, પારકા સુખ દુઃખમાં જવાની છે, અને તે બાળક, વગર અનુભવી, શાણી અને સુખમાં ઉછરેલી હોવાથી તેનું ત્યાં શું થશે? કેવાંએ માણસોના ભેગી જઈને પડશે, હવે ફરીને ક્યારે દેખીશ? વિગેરે વિચારોથી રાધાલક્ષ્મી સવારથી રોવા મંડી હતી. ભાનુમતીનું નામ સાંભળતાં, સાંભરતાં કે તેના બોલ અને તેના વિષે કોઈ વાત કરતું તો તે સાંભળતાં તેની આંખમાંથી

દડ દડ આંસુ પડતાં. તેનું અંતઃકરણ એટલું બધું ભરાઈ આવ્યું હતું કે કોઈ સાથે તેનાથી વાતચીત થઈ શકતી નહોતી. વારંવાર તેના મનમાં આવતું કે, હું મારી ભાનુમતીને જતી શી રીતે જોઈ શકીશ? મારાથી તેને જા, કેમ કહેવાશે? જેમ જેમ ભાનુમતીના બાળપણનું બધું ચિત્ર તેની નજર આગળ રમવા માંડ્યું, તેમ તેમ તે વધારે રોતી જાય.

આજ સુધી ભાનુમતી બહાર સહીઓ ભેગી રમવા જતી, તેથી તેને કંઈ ઘણી અસર થઈ નહોતી, પણ જ્યારે તેને ગાંઠડીઓ વિગેરે ગણી બતાવી, લૂગડાં ઘરેણાં વિગત વાર દેખાડ્યાં, અને પછી તૈયાર કરવા સારૂ નવરાવી લૂગડાં અને ઘરેણાં પહેરાવ્યાં, ઘરમાં દેવ તથા ઘરડાંઓને પગે લાગી આશિર્વાદ લેતી, જે વખતે પોતાની માની પાસે વિદાય થવા આવી પગે પડી, તે વખતે મા દિકરી જે પ્રેમથી એક બિજાને ભેટી પડ્યાં તે પ્રેમ અને તે વખતે બનેલા બનાવનું વર્ણન વાંચ્યા કરતાં વિચારથી કે નજરે જોયાથી વધારે અસરકારક થાય.

માદિકરીએ થોડીવાર રડી લીધા પછી લડથડતા અવાજે રાધાલક્ષ્મીએ પાસે ઉભેલી બીજી સ્ત્રીઓને પગે લગાડી, ભાનુમતીને સારી ટુંકી શિખામણ અને આશિર્વાદ આપ્યા. ભાનુમતીની સહીઓ ઉપર આ સમયે જે અસર થયેલી, તે વર્ણવી શકાતી નથી. સહુની આંખોમાંથી ભાનુમતીના વિયોગને લીધે પાણી વહેતું હતું. ભાનુમતીએ રડતાં રડતાં

ધડધડતી ભૂમિ સહુની રજા માગી. વિજળીને, નણંદ સાસરે જવાથી અને સાસુ ઘણીજ માંદી પડવાથી તેનો વર હવેથી કદી ન મારવાના જામિન આપ્યાથી થોડા દહાડામાં સાસરે જવાનું હતું, તેથી ભાનુમતીએ જતાં જતાં પણ તેને પોતાની તરફની એકાદ શિખામણ દેઇ, તેની રજા માગી પોતાની ગાડીમાં બેસવા ગઇ.

ભાનુમતી ગાડીમાં બેઠી, કે તરત આસપાસ ઉભેલા સ્વારો, સિપાઇઓ અને બિજી ગાડીઓ એ રીતે ચારસેં પાંચસેં માણસનો કાફલો એક પછી એક ચાલવા માંડ્યો. ભાનુમતીએ હૃદયનો ડૂમો દાબીને ઝીણા સાદે માની રજા માગી, અને રાધાલક્ષ્મી, શ્રમથી નિકળ્યો તેટલો અવાજ કાઢી "બેન! ડાહી થજે," એટલા અક્ષર બોલતાં, લડથડી પડી. આસપાસનાં બૈરાં તેની આસનાવાસના કરવા ભેગાં થઇ ઘરમાં ગયાં, અને સઘળો સાથ આગળ ચાલવા માંડ્યો.



# प्रकरण ६ ठुं

ભાનુમતીનું જીવન હવે બદલાયું. સંસારસ્થિતિદર્શક નાટકનું પ્રથમ પાત્ર પૂરૂં થઇ બિજાનો આરંભ થયો. અત્યાર સુધી તે સંસારમાં કંઇ પણ અગત્યનો ભાગ લીધા શિવાય, માત્ર અજ્ઞાન અવસ્થામાં માબાપના પ્યારમાં મોટી થઇ હતી, પરંતુ હવે તેને પોતાના પતિની સાથે સ્ત્રી તરિકે સંસારમાં અગત્યનો ભાગ લેવાનો હતો.

મોટા મોટા ઋષિઓ અને બિજા જ્ઞાનિ પુરૂષોથી પ્રસિદ્ધ પણે કહેવાયલું છે, કે સંસાર સાગરમાં પોતાની નૌકા ચલાવવાને જો સ્ત્રી પુરૂષ અનુભવી ખલાસી માફક વર્તે તો, મોટા મોટા ખડકોની વચ્ચે થઈ પોતાનું વહાણ સહી સલામત પાર ઉતારે, પણ જો બંનેમાંથી એકાદ વગર અનુભવી મૂર્ખ અને તકરારી હોય તેમ છતાં, તેના હાથમાં વહાણનું સુકાન હોય, તો તે વહાણ સહીસલામત પાર ઉતરી શકતું નથી. તેમજ સંસારમાં મૂખ્ય આધાર સ્ત્રી કરતાં પુરૂષ ઉપર વધારે રહેછે. સ્ત્રી ઘણી ડાહી અને સંસાર ચલાવવામાં પોતાના સ્વામીને સારી મદદ કરતી હોય, પરંતુ તેનું ડહાપણ અને સલાહ તેના પતિને ઘરની બહાર જઈ મદદ કરી શકતાં નથી. સ્ત્રીથી પુરૂષની પાછળ પાછળ ફરાતું નથી, અને પુરૂષે પૈસો મેળવવા ઘણું ખરૂં બહાર ફરવું જરૂરનું છે, તેથી ઘણી ખરી બાબતમાં પુરૂષને જાતિ અક્કલ વાપરવી પડે છે, અને જો તે જાતિ અક્કલમાં લગીર ખામી પડે છે, તો તેમનો સંસાર કથળે છે; માટે હંમેશાં લાયક ઉમ્મરનો, ડાહ્યો અને મળતા સ્વભાવનો પતિ શોધી, છોડીઓ પરણાવવી જોઇએ, કે પછી તેમનો સંસાર સંપ તથા સુખમાં ચાલે. પરંતુ એવા ભવિષ્યના વિચારથી બંધાયલાં જોડાં એક બે ન્યાતો સિવાય બિજે ભાગ્યેજ જોવામાં આવે છે. આપણે આગળ જોઈ ગયા છીએ કે ભાનુમતી અને વિદ્યારામનું જોડું ભવિષ્યનો વિચાર કર્યા શિવાય બનાવવામાં આવ્યું હતું. વળી ભાનુમતીને વિદ્યારામ જેવા નાના, મૂર્ખ

અને ઉદ્ધત વર સાથે પરણાવી હતી, તેથી ભવિષ્યમાં તેને સુખ મળશે એવી આશા ભાગ્યેજ રખાય.

ભાનુમતીને સાસરે ગયા પછી તેને સંસારરૂપી ખરેખરા દુઃખના સાગરનો અનુભવ થવા લાગ્યો. તેના જેવી સુખમાં ઉછરેલી છોડીને એ દુઃખ અધિક લાગવું જોઇએ, અને તે પ્રમાણે આખી જીંદગીમાં તેણે વેઠેલાં દુઃખને જો આપણે વિસ્તારથી તપાશિયે તો ઘણું લંબાણ થઈ જાય, માટે બાળલગ્નની રાક્ષસી રૂઢીમાં ફસાનાર નિરપરાધિ બાળાઓ આજને સમયે જે દુઃખ પામેછે, તેમાંનાં મોટાં મોટાં દુઃખો ભાનુમતી ઉપર કેટલાં પડ્યાં તેજ આપણે તપાશિયે.

ભાનુમતીના ચંદ્રનગર આવ્યા પછી તેની ઓરમાન સાસુઓએ અદેખાઇને લીધે વિદ્યારામ અને તેની માની જોડે લઢી તેમને જૂદાં કાઢ્યાં. વિદ્યારામનો મોટો ભાઈ જ્યેષ્ટારામ લગીર ભણેલો ને ઠરેલ હતો, તેથી પાડોશમાં રહેતા એક નાગરના છોકરાની સાથે કચેરીમાં જઈ ઉમેદવારીમાંથી જે દશ બાર રૂપિઆ લાવતો, તે ઉપર તથા યજમાનોને ત્યાંથી દક્ષિણા વિગેરે આવે તે ઉપર તેમનું ગુજરાન ચાલતું. ગણપતરામ ઉપર પેલી બે સ્ત્રીઓનો એટલો બધો દાબ પડી ગયો હતો કે, તે કદી વિદ્યારામ કે જ્યેષ્ટારામને બોલાવતો નહિ. જ્યેષ્ટારામ સર્વ પ્રકારે સારો નિવડશે પણ વિદ્યારામ દિનપર દિન અધિક અધિક બગડશે એવું તે બંને ભાઇઓનાં લક્ષણો ઉપરથી લાગતું હતું. વિદ્યારામને ગામમાં નીચમાંના નીચ અને રખાતા ખરાબ ચાલના છોકરાઓની સં-

મત લાગી હતી. બ્રાહ્મણનો છોકરો અને ચંદ્રનગર તીર્થની જગ્યા, તેથી ભણવા લખવા કરતાં નદી અને કુંડો ઉપર રખડી દક્ષિણા અને લાડુ મેળવવાની ખટપટમાં આખો દિવસ ભટકવું એ તેનો રાત્ર દિવસનો ધંધો હતો. મહેતાજીની નિશાળે માર ખાતાં ખાતાં લગીર કાગળ વાંચતાં લખતાં આવડતું હતું, તેથી જ્યેષ્ઠારામ રોજ તેને પોતાની સાથે કચેરીમાં જવાનું કહે, તે ગમે નહિ, કેમકે કચેરીમાં એક જગ્યાએ બેસી રહેવું એ તેને માથું કપાવવા બરોબર લાગતું. વળી કોઇને ત્યાં ગુમાસ્તી બેસવું તે પણ તેને ફાવતું નહિ. જો કોઈ જોરાવરીથી તેને કોઈ ધંધે વળગાડે તો ગમે તે તોફાન કરી ઘેર આવતો રહે, અગર થોડા દહાડા ઘરમાંથી નાશી જાય, કે મરી જવાની બીક બતાવે, તેથી સહુ થાકીને તેને તેની મરજી પ્રમાણે વર્તવા દેતાં. વિદ્યારામ જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તેનાં અપલક્ષણ પણ મોટાં થતાં ગયાં. વિદ્યારામની ખરાબ ચાલથી તેની મા, ભાઈ વિગેરે સગાંઓ કરતાં ભાનુમતીને ઘણુંજ શોસવું પડતું. તેના દોસ્તદાર મુખ્યત્વે કરીને કોળી, વાઘરી, રખડતા મુસલમાનના અને તેની ન્યાતના બીજા તેવા બ્રાહ્મણના છોકરા હતા. આખા ગામમાં તેમની ટોળી પ્રખ્યાતિ પામી હતી. દરરોજ મસ્તી, ચોરી, વ્યસન અને દુરાચરણોના બનાવની ફરિયાદ વિદ્યારામને ઘેર અને વખતે રાજ્ય દરબારમાં પણ આવતી. વખતે કોઈના હાથથી અગર પોતાની મેળે લોહી ચતા થઇને આવે. એવી રાતે પોતાના વરનાં પરાક્રમ જોઈ

ગરીબ બિચારી ભાનુમતી અહોનિશ દુઃખથી બળી મરતી હતી. તેનું શરીર તદન લેવાઈ ગયું હતું. તેનો દૂધ ભરેલો કુમળો ચહેરો ચિંતાથી કરમાઈ ગયો હતો. જેણે નાહાનપણ-માં સોનું ને સાકર દીઠેલાં તેને હવે યજમાનોને ઘેર રાંધવા અને જમવા જવું પડતું!! બાલ્યાવસ્થામાં જેના સુકુમાર હાથ પાંચ શેર કે દશ શેર ભાર ઉપાડતાં મચરડાઈ જતા અને લગીર શ્રમથી ચહેરો લાલચોળ થઈ જતો તેને હવે આખો દિવસ ઘરનું કામ કાજ પાણી ભરવું અને વાસણ વિગેરે માંજવાં પડતાં. દળવાનું અને ખાંડવાનું તેની સાસુ કરતી હતી, તોપણ સદ્‌ગુણી ભાનુમતી વખતે વખત તેમાં પણ મદદ કરતી. ટુંકામાં તે ઘરનાં માણસોને જેમ બને તેમ વહાલી લાગવાને બનતો શ્રમ લેતી. સર્વ કરતાં વિદ્યા-રામની તાબેદારી તે સારી રીતે ઉઠાવતી, પરંતુ તેની વિદ્યા-રામને કશી ગણત્રી નહોતી. ભાનુમતી કેટલીક વાતોમાં વિદ્યારામની ચાલને તથા વિચારોને ધિક્કારતી અગર મળતી નહોતી આવતી, તેથી તે તેને ચહાતો નહિ. કેટલીક વાર તે તેને રોવરાવતો અને વગર ગુન્હે માર મારતો. વિદ્યારામની માની અને જ્યેષ્ટારામની ધાસ્તીને લીધે તેનો કોઈ મિત્ર તેને ઘેર આવી શકતો નહિ, પણ ભાનુમતી અતિ રૂપવાળી હોવાથી કેટલીક વાર તેના દુષ્ટ મિત્રો કંઈ મિજમાની અગર તેવાં બિજાં બહાનાંથી તેને જોડે લઈ સતાવવાની દુષ્ટ ધારણામાં હમેશ ફરતા હતા, પણ ભાનુ-મતીની ચંચળ બુદ્ધિ આગળ મૂર્ખ વિદ્યારામ જે કંઈ પ્રયત્ન

કરતો તે બધા વ્યર્થ જતા. એક વખતે તે નદી ઉપર પાણી ભરવા ગઈ હતી, ત્યાંથી વિદ્યારામ તેને સામે કિનારેની વાડીમાં પોતાના ભાઈબંધો, ગામની બે ચાર ખરાબ ચાલની સ્ત્રીઓ સાથે મળી, ગમત ઉડાવતા હતા, ત્યાં જબરોથી લઈ ગયો. આ વાત ભાનુમતીની સાથે પાણી ભરવા આવેલી સ્ત્રીઓએ જઈ તેની સાસુને કહી. વિદ્યારામનો અને તેની ટોળીની ચાલથી તેની મા અને ભાઈ સંપૂર્ણ જાણ હતાં, અને હમેશાં કંઈ તોફાન કે આફત આવી પડવાની ધાસ્તીમાં હતાં. ઉપરની ખબર સાંભળતાંજ વિદ્યારામની મા અને ભાઈ ઉતાવળાં નદીને સામે પારની વાડીમાં ગયાં. ત્યાં જઈને જૂએ છે તો વિદ્યારામ માલમ પડ્યો નહીં, પણ વાડીમાં ધર્મશાળાની એક પડાળીમાં દસવિસ લુચ્ચાઓ અને ચાર પાંચ ખરાબ સ્ત્રીઓની વચ્ચે ભાનુમતીને રડતી દીઠી. આ બનાવ સાંભળી તથા નજરે જોઈ કૃતાંત સરખા ક્રોધે ભરાયલા જ્યેષ્ટારામને જોઈ ભાનુમતીને એકલી મૂકી, સદ્ગુણને જોઈ દુર્ગુણ નાસે, તેમ સર્વે દુષ્ટ લોકો સામાન પડતો મૂકી નાસવા લાગ્યા. કેટલાએક વંડી ઉપરથી પડતું મૂકી નાઠા, કેટલાક બારણેથી અને બારીએથી નાઠા, અને જે એક બે હાથ આવ્યા, તેમને જ્યેષ્ટરામે અત્યંત ગુસ્સામાં એવા માર્યા કે મહિના મહિના સુધી ખાટલો ભોગવવો પડે. જે માણસ તેના પહેલા ઝપાટામાં આવ્યો તેને તો જન્મારાની ખોડ ભૂલવી પડી હશે. કેમકે જેવો તે વંડી ઉપર ચઢવા જતો હતો, તેવોજ તેનો પગ પકડી જ્યેષ્ટારામે

તેને હેઠો પછાડી, પોતાના હાથમાંની લાકડીના ચાર પાંચ ઝપાટા જોરથી લગાવી દીધા. પડતી વખતે નિચે પથ્થર આવવાથી અને તે ઉપર ઊધે મોંઢે પડવાથી કપાળ ફૂટવાની સાથે તેના મોં અને નાકમાંથી લોહી નિકળ્યું. બિજો માણસ જે નાસતાં પકડાઈ ગયો, તેની ચોટલી ઝાલી પાસેની ભીંત તરફ એવા જોરથી ધક્કો માર્યો કે, ભીંતની સાથે પછડાવાથી તથા ઉપર જ્યેષ્ટારામની લાકડી અને લાતોના મારથી અધમૂઓ થઈ ગયો. પેલી નફટ રાંડોને દિવાળીએ સારી રીતે ગાળો દીધી, અને ભાનુમતીને લઈ ઘેર આવી. જ્યેષ્ટારામ કચેરીમાં બેસનાર હોવાથી વાડીવાળા માણસને ખૂબ ધમકાવ્યો અને કેદ કરાવવાની બીક બતાવી. સારા ભાગ્યે વિદ્યારામ આ વખતે હાથ આવ્યો નહિ, નહિતર તેના ઉપર તેને એટલો બધો કાળ ચઢ્યો હતો કે પહેલવહેલી તેની સારી રીતે પૂજા કરવાનો નિશ્ચય હતો. પણ ભાનુમતીના આવ્યા પછી તેના દુષ્ટ મિત્રોએ તેને કંઈ લેવાને બહાને બજારમાં મોકલ્યો હતો. જ્યેષ્ટરામ ઘેર આવતી વખતે દરવાજેથી વાડીમાં મારખાઈને પડેલા પેલા બે જણાઓને પકડી લાવવા બે ત્રણ સિપાઈઓ મોકલ્યા. દેશી રાજ્યની કચેરીઓમાં વખતે ચાલાક ઉમેદવારો અમલદાર કરતાં પણ વધારે હુકમ ચલવે છે. તેથી કોઈ સિપાઈ જ્યેષ્ટારામનો હુકમ ન માને તેમ હતું નહિ. સિપાઈઓને રાત્ર દહાડો કંઈને કંઈ બાબતમાં જ્યેષ્ટારામની ગરજ પડતી તેથી તેનો હુકમ થતાંજ બે ત્રણ જણ વાડીમાં

જઈ પેલા બન્નેને દરવાજે પકડી લાવ્યા. પણ સઘળા મિત્રોએ એકઠા થઈ દરવાજાના સિપાઇઓને દસ રૂપિઆ રાવણાના આપી બન્નેને છોડાવી લઈ ગયા. અહીં જ્યેષ્ટારામે ઘેર આવી એવો બંદોબસ્ત કર્યો કે, ભાનુમતીને હવે ફરી પાણી ભરવા કે નદીએ ધોવા મોકલવી નહિ, અને જમવા કે દેવ દર્શન કરવા જાય ત્યારે તેની મા અથવા વહુમાંથી એકાદ જણુ જોડે હોય તોજ જાય. બિચારી ભાનુમતીથી આ ફજેતીનું દુઃખ વેઠાતું નહોતું. આ બનાવની હબકથી તથા દસ પંદર દહાડા ધાસ્તીનો માર્યો વિદ્યારામ ઘરમાં નહિ આવવાથી થયેલો ફિકરને લીધે તેને થોડો થોડો તાવ આવવા માંડ્યો. જ્યેષ્ટારામ અને તેની વહુ ભાનુમતીના ઉપર ઘણું હેત રાખતાં, અને રાત્ર દિવસ તેની ફિકરમાં રહેતાં. જ્યેષ્ટારામ તેને દુઃખ ન આવવા દેવા પોતાનાથી બનતો શ્રમ લેતો, અને તેની વહુ કંઈ પણ કામ ભાનુમતી માંદી હોવાથી તેના હાથમાંથી પડાવી લઈ કરતી. ભાનુમતીની સાસુ જો કે સારા સ્વભાવની હતી, તોપણ મૂર્ખ બાયડીઓની માફક દયા તજી દઈ સાસુપણાનો હક બજાવવા કોઈ કોઈ વખતે તૈયાર થતી.

વિદ્યારામ કેટલાક દિવસ સુધી ઘેર આવ્યો નહિ, ને બહાર ભટકતો ફર્યો, પણ એક દિવસે તે અને તેની ટોળીના બિજા ચાર પાંચ જણ, 'નદી ઉપર ગાંજો પી કોઈ સારા માણસની છોડીની ઉપર લાજ તથા ઘરેણાં લૂટવાનો પ્રયત્ન કરવાના વાંકથી પકડાઈ કચેરીમાં આવ્યા હતા. જ્યેષ્ટારામે

અતિ શ્રમ લઈ વગ સગ લગાડી બે ત્રણ દહાડે વિદ્યારામનો છૂટકો કરાવ્યો. વિદ્યારામના છૂટકા માટે તેને બારે લાંચ અને દંડ આપવાં પડ્યાં. તેથી તેને એટલો તો ગુસ્સો આવ્યો કે હવેથી વિદ્યારામને ઘરમાં કેદ કરી રાખવાનું ધાર્યું. આખા શહેરમાં હોહો થઈ ગઈ હતી. તેથી વિદ્યારામને તેના માએ તથા બિજાં સગાં વહાલાંએ ઘણો ઠપકો દીધો. પણ ઘડીમાં તેને તે બધાની સારી અસર થાય અને ઘડીમાં પાછો ઉદ્ધત બની જઈ આ બધું વીતેલું લેખામાં પણ આણે નહિ. ભાનુમતી તેને આ વિષે લગીર શિખામણ દેવા ગઈ, કે તરત તેનો મિજાજ જતો રહ્યો. તેણે કહ્યું રાંડ, આ બધો વાંક તારાજ છે. તેં મને આટલો બધો ફજેત કર્યો. એમ કહી તેને બે ચાર તમાચા ને ધીબકા જડાવી દીધા. ભાનુમતી તેનો સ્વભાવ સારી રીતે ઓળખતી હતી, અને ઘણી સહન શક્તિવાળી હતી, તથા દુર્વ્યસનથી વિદ્યારામનું શરીર નબળું થઈ જવાથી તેનો માર ઘણો ન લાગવાથી કંઈ બોલી નહિ. આ બનાવ બન્યા કેડે જ્યેષ્ટારામના સંપૂર્ણ બંદોબસ્તથી, અને તેની તથા તેના પાડોશી નાગરના છોકરાની મહેનતથી વિદ્યારામની મિત્રમંડળી લગ ભગ નાશ પામવા આવી હતી. વિદ્યારામ પણ એક બે મહિના સુધી સારી રીતે ઘરમાં રહ્યો, અને વેદના ઓષધથી, તથા વિદ્યારામમાં ફેરફાર થયેલો જોઈ ભાનુમતીનો તાવ મટી ગયો, અને શરીર વળવા માંડ્યું. પરંતુ પગ સાથે પગ બાંધીને કેટલા દિવસ સુધી બેસી રહેવાય? જ્યેષ્ટારામ લગીર બેદરકાર રહ્યો કે તરતજ વિદ્યારામ પોતાના

ચાર પાંચ દોસ્તની ટોળી જમાવી છાના છાના ફરવા માંડ્યું. પણ રાત પડે લડવાની બીકથી તુરત ઘેર આવતો. માત્ર ભાનુમતી ચેતી ગઈ હતી, અને તેથી તેણે પોતાની જેઠાણીને તે વિષે કહ્યું હતું. ધિમે ધિમે જ્યેષ્ટારામને પણ એ વિષે ખબર પડી, અને ધિમે ધિમે વિદ્યારામે પાછો પોતાની અસલ ચાલ પણ પકડી.

આ વખતે ભાનુમતીની ઉમ્મર લગભગ બાવિસ વર્ષની થઈ હતી. હવે તે જૂદો રહી સંસાર ચલાવી શકે તેટલી ઉમ્મરની થઈ હતી. તેની ઉમ્મરની સ્ત્રીઓને આનંદ ઉપજાવનારો સમય ઇશ્વરે આ વખતે તેને આપ્યો. કેટલાંએક ચિન્હ ઉપરથી માલમ પડ્યું કે ભાનુમતીને ગર્ભ રહ્યો છે. ગર્ભ રહ્યા પછી ભાનુમતીનું શરીર દિનપરદિન ખિલવા લાગ્યું. ઘરનાં સર્વ કોઈ તેને ખુશી રાખવા પ્રયત્ન કરતાં હતાં. ઇશ્વર કૃપાથી જ્યેષ્ટારામની વહુને પણ ગર્ભ રહ્યો હતો, તેથી જ્યેષ્ટારામનો વિચાર બન્ને જણનાં શ્રીમંત સાથે કરવાનો હતો. આજ વખતે જ્યેષ્ટારામને પણ કચેરીમાં પંદર રૂપિઆની જકાત ખાતાના કારકુનની જગ્યા મળી હતી, તેથી ઘરમાં પણ જે જોઇએ તે ચીજ નજરે પડવા લાગી. સિપાઇઓ અને લોકોના આવવા જવાથી એક અમલદારના ઘર જેવો ડોળ જણાતો. સર્વવાતે આ વખતે ઇશ્વરે તેમના ઉપર કૃપા કરી હોય તેમ જણાતું, પણ વિદ્યારામનું કંઈ ઠેકાણું નહોતું. ભાઈનો દાખલો જોઈ સુધરવાને બદલે દિન દિન બગડવા લાગ્યો. તેની ઉમ્મર પણ વિશેક વર્ષની થઈ તેથી કંઈ સમજણના ઘરમાં આવવાને બદલે હવેતો કોઈ

શિખામણ દેતા કે લડવા આવે તો સામા થવા માંડ્યું. પાઈ ઘરમાં જાવવી નહિ, અને સહુને કનડવાં, તેથી બધાં કંટાળી ગયાં.

ભાનુમતીને ગર્ભ રહ્યે છ મહિના થયા, ત્યારે જ્યેષ્ટારામે શ્રીમંત કરવા મુહૂર્ત દેખાડો દિવસ નક્કિ કરી કાશીરામ ઉપર મધુપુર કાગળ મોકલ્યો. આજ સુધી મધુપુરથી ભાનુમતી ઉપર કાગળ અને સંદેશા લઈ માણસ આવતાં તેમની સાથે મુગ્ધ ભાનુમતી પોતાની ખરી સ્થિતિ છુપાવી ખુશીના સમાચાર લખતી કે કહાવતી. બે ત્રણ વખત તેડવા માણસો આવેલાં પણ વિલાસરામના ના પાડવાથી તેણે પાછાં મોકલ્યાં હતાં. રાધાલક્ષ્મી અને કાશીરામ તેની ખરી સ્થિતિથી અજ્ઞાન હતાં, માટે તેને ત્યાં જવા વધારે ખેંચ તાણ કરતાં નહિ. થોડા દિવસ ઉપર રાધાલક્ષ્મીને છોકરો અવતર્યાની ખબર ભાનુમતીએ સાંભળી હતી, અને તેથી પોતાના શ્રીમંત ઉપર જો કોઈ મધુપુરથી આવે તો તેની સાથે ત્યાં જવા વિચાર હતો. પણ તેનું શ્રીમંત થઈ ગયું અને એક બે મહિને છોડી અવતરી તોપણ મધુપુરથી કંઈ સમાચાર ન આવ્યા, તેથી એમ લાગ્યું કે મોકલેલો કાગળ ગેરવલ્લે પડ્યો હશે.

ભાનુમતીને છોડી આવ્યાને ચારેક મહિના થયા, ત્યારે એક દિવસે તેનાં મા તેને કંઈ સ્હેજ કામને સારૂ ઠપકો દેતી હતી, તેટલામાં તેનો મિજાજ જતો રહ્યો, અને જ્યેષ્ટારામ લગીર કહેવા ગયો કે તેની સાથે ખુબ લડ્યો. જ્યેષ્ટારામની વગથી થોડા મહિના થયાં તેને ફોજદારીમાં કારકુની કરવા

આઠ રૂપિયાની જમાદારની જગ્યા મળી હતી, તેથી પોતે મોટા ભાઇનાથી થોડા ઘણા બેપરવા થયા હતા, તેણે કંઈ ને કંઈ બાબતમાં રોજ લઢી પડવા માંડ્યું, તેથી તેની મા અને બાઇએ કંટાળી તેની શુદ્ધ ઠેકાણે લાવવાની આશાએ તેને જૂદો રાખવાની ગોઠવણ કરી. પાસેના મહેલામાં એક ઘર ભાડે લઈ, તેમાં જોયતો સામન ભરી આપી વિદ્યારામ અને ભાનુમતીને જૂદાં રાખ્યાં.



# પ્રકરણ ૭ મું.

જ્યાં સુધી વિદ્યારામ જૂદો નહોતો રહ્યો, ત્યાં સુધી જયેષ્ઠારામની સાથે જમીને તરત કચેરીમાં જતો, જૂદા રહ્યા પછી, એટલે સ્વતંત્ર થયા પછી, નોકરી તરફની ફિકર કોરે મૂકી, આળસુ થવા માંડ્યું. બબે ત્રણ ત્રણ દહાડે કચેરીમાં જાય, અને જ્યારે જ્યારે જાય ત્યારે થોડીવાર બેસી કંઈ લખ્યું ન લખ્યું કરી તરત ઘેર આવે. નોકરી લીધા પછી તથા જૂદો રહ્યા પછી ભાનુમતી ઉપર તે સારો પ્યાર દેખાડવા લાગ્યો. અને આખી જીંદગીમાં સ્વામી તરફથી જે સુખના દિવસ ભાનુમતીએ દીઠા તે માત્ર ઉપર કહ્યા તેટલાજ હતા; કેમકે દિનપર દિન બેફિકરા રહેવાથી દફતરનું કામ ઘણું ચઢી ગયું, ઉપરી તરફથી વારંવાર ઠપકા મળવા લાગ્યા. છેવટ જ્યારે તેણે કોઇની શિખામણ માની સુધરવા પ્રયત્ન કર્યો નહિ ત્યારે તેને બરતરફ કર્યો. બરતરફ થયા પછી તેના મનને “ ભલુ થયું ભાગી જંજાળ ” જેવું થયું. થોડા દિવસ ઘરમાં બેસી રહ્યો, અને જેમ જેમ ઘરમાં અન્ન વસ્ત્ર વિગેરે

સામાન ખુટવા માંડ્યો તેમ તેમ બિચારી ભાનુમતી પાસે તેનું ઘરેણુંગાંઠું માગવા લાગ્યો, અને તે નાપાડે ત્યારે મારે અને નાઠી જવાની બીક બતાવે.

સુજ્ઞ ભાનુમતી સાસરે આવ્યાને એક વર્ષ પણ વિત્યું નહોતું, એટલામાં ગણપતરામે કરેલા આગળના દેવા સારૂ તેને ઘેર જપ્તિ આવી હતી; બધાંને ઘર બહાર કાઢી મૂકી માલ હરરાજ કરવા વખત આવ્યો, ત્યારે ભાનુમતીએ પોતાનાં ઘરેણાંમાંથી પાંચસેં છસેં રૂપિયાની જણસો આપી હતી. અને તે પછી જ્યારે પોતાની સાસુ લઢીને જૂદી રહી ત્યારે પણ થોડું થોડું આપતી જતી, વિદ્યારામ તરફનું સુખ જોઇ તેને ઘરેણાં પહેરવાનું મન થતું નહિ, તથા એક બે વખત તેની જણસો ખોવાએલી તેનો શક વિદ્યારામ ઉપર હતો, તેથી તેણે પોતાની ભારે ભારે જણસો અને લૂગડાં જ્યેષ્ટારામને જે નાગરના છોકરા જોડે મિત્રતા હતી તેની વહુને છાનાં રાખી મૂકવા આપ્યાં હતાં. એક વખત જ્યારે ઘરમાં ઘણો કંકાસ થયો ત્યારે ભાનુમતીએ પોતાની સો રૂપિઆની જણસ લાવી વિદ્યારામને વેચવા આપી. વિદ્યારામની છાપ આખા ગામમાં પડી ગઇ હતી તેથી જેને ત્યાં તે વેચી તેણે તેને ૬૦ રૂપિઆ આપ્યા. વિદ્યારામે તેમાંથી વિશેક રૂપિઆના દાણા વિગેરે લીધું, દશ રૂપિઆ ભાનુમતીને આપ્યા, અને ૩૦ રૂપિઆ પોતાની પાસે રાખ્યા. તેને ખાત્રી હતી કે હવે ભાનુમતી પાસે જણસો માગવાથી મળવાની નથી તેથી પાસે રાખેલા રૂપિઆ થોડા દિવસમાં વાપરી રહ્યો ત્યારે તેણે પોતાના અસલ દોસ્તો શોધવા માંડ્યા. તરતજ થોડા ઘણાના ટોળો જમાવી કંઇનાં કંઇ દુષ્ટ કર્મ કરી પૈસો

કમાવવાની ત્રેવડમાં પડ્યો. ભાનુમતી આ લોકોના આવવા જવાથી કંઇપણ આફત આવી પડવાની રાહા જોતી હતી. તેણે આ માટે વિદ્યારામને ઘણે પ્રકારે સમજાવ્યો, પોતાની જણસો આપવા માંડી અને કંઈ આપી પણ ખરી, તો પણ તેણે ખરાબ ચાલના માણસોની સોબત છોડી નહિ. જ્યેષ્ટારામે અને બિજાં સગાં વહાલાંઓએ તેને ઘણું ઘણું સમજાવ્યો, ધમકાવ્યો, પરંતુ તેની તેને કંઇ અસર થઈ નહિ. સહુ વારીવારીને થાક્યા એટલામાં એક દિવસે વિદ્યારામ અને તેના મિત્રો ઉપર એક મોટી આફત આવી પડી.

ચંદ્રનગરમાં એક વાણિઆને ત્યાં દસહજાર રૂપીઆની મોટી ચોરી થઈ, અને તેના શકમાં વિદ્યારામની ટોળીમાંના ત્રણજણા, જે પેલા વાણીઆના પાડોશી હતા તે પકડાયા હતા. તેમને ફોજદાર સમજાવીને તથા માર મારીને ગુન્હો કબુલાવવા તથા તેમની સાથેના બિજાઓનાં નામ દેવરાવવા બનતો પ્રયત્ન કરતો હતો. એટલામાં ચંદ્રનગરથી દશગાઉ દૂર આવેલા એક નાના શહેરમાં એક દિવસે ઉજાણી હતી ત્યારે શહેરં બહાર વાડીમાં રમતી, ઘરેણાંથી ભરેલી, કોઈ બ્રાહ્મણની સાતવર્ષની એકની એક છોડીને સાંજને વખતે વિદ્યારામની ટોળીમાંના બે ચંડાળ વાઘરીઓએ પકડી, ગળું દબાવી મારી નાંખી, ઘરેણાં કાઢી લઈ પાસે આવેલા એક અવાવર કૂવામાં નાંખી દીધી. આ દુષ્ટ ખુનીઓનું પગલું બિજે દિવસેજ ચંદ્રનગરમાં આવ્યું. જે વખતે પગલું લાવનાર અમલદાર વિગેરે ચંદ્રનગરના ફોજદાર પાસે આવ્યા, તે વખતે ઉપર કહેલી ચોરીના કામમાં શક ઉપરથી વિદ્યા-

રામ વિગેરે આખી ટોળીને પકડવામાં આવી હતી. પાપ છાનું રહેતું નથી, તેથી પગલું લાવનાર તથા મરી ગયેલી છોડીનો બાપ વિગેરે કચેરીમાં બેઠા હતા તે વખતે પાછલો પહોર દહાડો બાકી હોવાથી ખુનીઓમાંથી એકજણની સ્ત્રી મરી ગયેલી છોડીના ઓયણાની ઉઠાણી કરી પોતાના ધણીને અવરાવવાનું લઈ આવી હતી. તેનો ધણી દુષ્ટ કર્મ કરી રાત્રે આવેલો ત્યારે થાકથી અને ઘરેણું ઠેકાણે કરવાના રઘવાટમાં તથા સિપાઈના બોલાવાથી ઓયણું ઘરમાં રખડતું મૂકીને આવ્યો હતો. ચોકી આગળ તેને માથેથી જેવું ઓયણું પડી ગયું અને પાછું લેતાં ઉખળી ગયું કે તરત મરનાર છોડીના બાપે તે ઓળખ્યું. સાથે આવેલા જમાદારને આ વિષે છાનુંમાનું કહેતાંજ તેણે એક છલંગ મારી પેલી સ્ત્રીના હાથમાંથી તે ઝુંટાવી લીધું. તરતજ તે સ્ત્રીને અને વાઘરીને પકડી કેદ કર્યાં અને જ્યારે ખુબ માર માર્યો ત્યારે ખુનીએ પોતાના સોબતીનું નામ બતાવ્યું. છેવટે ચોરી તથા ખુનના અપરાધ અપરાધિઓએ કબુલ્યા, અને ઘરેણાં વિગેરે સામાન વિદ્યારામને આપ્યાનું જણાવ્યું. વિદ્યારામે બધો માલ એક સોનીને આપ્યાનું જણાવ્યું.

ખુન અને ચોરીનો માલ સંતાડવાનાં બારે તહોમત વિદ્યારામ ઉપર આવ્યાં. સહુ સગાંવહાલાંનો અને આખા ગામનો તેના ઉપર અત્યંત ધિક્કાર સાથે ગાળો પડવા માંડી. આ વખતે જ્યેષ્ટારામ અને ભાનુમતીનું દુઃખ વર્ણવ્યું જાય નહિ. વિદ્યારામને હરેક પ્રકારે છૂટો કરાવવા તેમણે બહુ બહુ ફાંફાં માર્યાં. છેવટે ભાનુમતીની સહી ભાગી-

રથી અને જ્યેષ્ટારામના મિત્રની વકુના પ્રબળથી તેના સક્ષ-રાએ વગ ચલાવી, ત્યારે વિદ્યારામને સાતહજાર રૂપિઆના દંડની શિક્ષા થઈ. ભાનુમતીએ પોતાની પાસેનું બધું ઘરેણું તથા લૂગડાં અને ભાગીરથી પાસેથી કંઈ ઓછોનું લઈ આશરે પાંચેકહજારનો માલ જ્યેષ્ટારામને આપ્યો. જ્યેષ્ટા-રામે આ ઉપરથી પોતાની પાસે જે હતું તે બધું વેચીને તથા થોડું ઘણું દેવું કરીને સાતહજારની રાક્ષસી રકમ પૂરી કરી દંડ ભરી વિદ્યારામને છોડાવ્યો.

નાનાં મોટાં દુઃખો ખમતાં ખમતાં ભાનુમતીની ઉમ્મર જોકે માત્ર ૨૭ વર્ષની થઇ હતી, તો પણ તે મોટી ઉમ્મરના વૃદ્ધ બૈરા જેવી લાગતી હતી. તેની છોડી આ વખતે પાંચ છ વર્ષની થઇ હતી; પોતાના ધણીને આફતમાંથી બચ્યા સા-જો તાજો ઘેર આવેલો જોઈ, તથા બાળક છોડીને લાડ લડા વવામાં પૈસે ટકે ખાલી થએલી ભાનુમતી પોતાની ગરીબ અવસ્થામાં પણ સદા સંતોષથી રહેતી. જ્યારે જ્યારે તે દિલ-ગીર થતી ત્યારે ત્યારે તેની જેઠાણી અને ભાગીરથીગૌરી તેને દિલાસો આપતાં. આ વખતે તે પોતાની છોડીને કોઈ ઉમ્મર લાયક વર સાથે પરણાવવાની ખટપટમાં પડી હતી. પોતાને અત્યંત વિતેલું તેથી કુળ કે પસો જોવાની તેની મર-જી નહોતી. જ્યેષ્ટારામની મરજી પણ ભાનુમતીના મતને મળતી હતી. વિદ્યારામના કેદખામાંથી છૂટ્યા પછી, ભાનુમ તી, તેની છોડી અને વિદ્યારામ, જ્યેષ્ટારામનાં ભેગાં રહેતાં તેથી છોડીનો વિવાહ કરવામાં જ્યેષ્ટારામ જેવા સમજુ મા-ણસની મરજીની જરૂર હતી. આ વખતે ભાનુમતીની ઉમ્મર

લગ ભગ ત્રીશ વર્ષની થઇ હતી. તેનું શરીર શ્રમ અને શોકથી તદન તુટી ગયું હતું. તેના મુખની કાન્તી ઉડી ગઇ હતી. ભાગ જોગે તેને આ વખતે ગર્ભ રહ્યો. વિદ્યારામમાં કશા ઢંગ નહિ,તેથી ગર્ભ રહ્યાથી તેને અત્યંત શોક થવા લાગ્યો અને પ્રસવ થવાના વખત લગભગ એવી તો નાકોવત થઇ ગઇ, કે સહુને તેની જીંદગાનીની ધાસ્તી લાગવા માંડી. છેવટે ભાનુમતીને એક ચંદ્ર જેવો કાન્તીવાન છોકરો અવતર્યો. છોકરો અવતર્યા પછી તે એટલી બધી લેવાઇ ગઇ કે,તેને કશું ભાન રહ્યું નહિ. દસ દહાડા સુધી ઔષધ અને મંત્ર જંત્ર કર્યાં પણ કંઇ ધ્યાન આપ્યું નહિ. સૌએ તેના જીવવાની આશા છોડી. અગીઆરમે દહાડે સવારમાં તે જરીક ચાલાક જણાઇ, અને આસપાસ બેઠેલાં બૈરાંની સાથે હોશીઆરીથી વાત કરવા માંડી. તેની જેઠાણીએ થોડું રાબડાનું પાણી આપ્યું તે પિધું. આ ઉપરથી સર્વને કંઇ આશા આવી. પણ આ ફાની દુનિઆમાં ઘડીનો વિશ્વાસ કોને છે! ભાનુમતીએ તરત ભાગીરથી અને પોતાની જેઠાણીને બોલાવી પોતાના છોકરાનો અને છોકરીનો નિચે પ્રમાણે ભલામણ કરી.

(સીતાજીના મહિનાનો રાગ.)

સખી ભાગીરથી મુજ બેન, તને મૂકી જાઉછું.
શાણી જેઠાણી તમને બાળ, આજે હું ભળાવુંછું;
ગણી પેટ સમાન સદાય, રૂડી રીતે પાળજો,
માગે લાડ કરી કાંઇ વસ્ત, રૂડીરીતે આલજો.
ગુણવન્તી જેઠાણી હું તારી, આભારી બહુ થઇ,
તારી સારી શિખામણમાં, ઉમ્મર પૂરી કરી.

વિંધવિંધ પ્રકારનાં કષ્ટ. મદદ કરી કાપીઆં,
વેઠી દુઃખો શરીરે આપ, સુખો બહુ આપીઆં.
તમ બે જણનો આભાર, નથી વાળી શકી,
(પણ) ન્યાયી ઈશ્વર બદલે સુખ, રૂડું દેશે નકી,
સદગુણી શાણી મુજ બેનો, મને સંભારજો,
માફ કરજો મારા અપરાધ, બાળક મને ધારજો.
સુખ લેશ દિઠું ન સંસાર, માંડી મેં આ ભવે,
દુઃખ અત્યંત મુજને થાય, બાળક મૂકી જવે.
સચવાય નહિ જો બાળ, મોકલજો મોસાળમાં,
લેશે માત પિતા મુજ રોજ, ઘણી સંભાળ ત્યાં.
લખજો પત્ર દિલાસાનો બેન, તમે મારી માતને,
ભુલજો ભાનુમતીનું દુઃખ, ભાળી તેનાં બાળને.

આ પ્રમાણે ભલામણ કરી રહી કે તરત થાકથી નાક્રૌવત થઈ પથારીમાં પડી, અને જે માત પિતાને ત્યાં ખરા સુખમાં ઉછરેલી તેણે હિંદુ લોકોની લગ્નની દુષ્ટ રૂઢીઓનો ભોગ થઈ, સાસરામાં અત્યંત દુઃખો વેઠી, ત્રીસ વર્ષની ભરજુવાનીમાં, ગરીબમાં ગરીબ સ્થિતિમાં, આઠ વર્ષના તથા દસ દિવસનાં બે નિર્દોષ બાળકોને માબાપ વગરનાં રખડતાં કરી, શ્રમ અને શોક ભરેલી જીંદગી પૂરી કરી, આ અસાર દુનીઆનો ત્યાગ કર્યો.



# आश्रयपत्र.

| | નકલો. |
|---|---|
| **ઈડર.** | |
| નેક નામદાર શ્રીઈડરના માહારાણાસાહેબ | ૫૦ |
| રા. રા. હરીદાસ વિહારીદાસ મારફત. | |
| **ભાવનગર.** | |
| રા. રા. ગવરીશંકર ઉદયશંકર સી. એસ. આઈ. | ૨૦ |
| શ્રી નીતિભાનૂદય સભા | ૫ |
| શ્રી લુવાણા જ્ઞાતિ સુબોધછક મંડળી | ૩ |
| રા. રા. માનશંકર પીતાંબર મેહેતા | ૨ |
| ,, ,, કલ્યાણરાય આણંદરાય ઓઝા. | ૨ |
| ,, ,, ભગવાનદાસ ઉત્તમદાસ શાહ | ૨ |
| ,, ,, બલ્લુભાઈ છગનલાલ | ૨ |
| ,, ,, પ્રતાપરાય સંતોષરાય મેહેતા | ૨ |
| ,, ,, મુળજી આણંદજી ચપર | ૧ |
| ,, ,, હરજીવન ભગવાન પટેલ | ૧ |
| ,, ,, પાઠક ગોરજાશંકર વજેરામ | ૧ |
| ,, ,, ભટ વિશ્વનાથ પરભુદાસ | ૧ |
| ,, ,, ભટ છોટાલાલ કુબેર | ૧ |

| | નકલ. |
|---|---|
| ,, ,, ભટ નરભેરામ ગોપાળજી | ૧ |
| ,, ,, ત્રવાડી ગીરજાશંકર હરીશંકર | ૧ |
| ,, ,, શા. હરજીવન પરસોત્તમ | ૧ |
| ,, ,, શા. અંબારદાસ ગુલાબચંદ | ૧ |
| ,, ,, ભગવાનજી રઘુભાઈ | ૧ |
| શ્રી જ્ઞાનોદ્યોતક સભા. | ૧ |
| **વઢવાણ.** | |
| રા. રા. ભગવતીશંકર દયાશંકર | ૧૦ |
| **અમદાવાદ.** | |
| રા. રા. બાલુભાઈ મગનલાલ શેઠ | ૨૫ |
| ,, ,, અચરતલાલ મણીરામ ભચેચ | ૧૦ |
| ,, ,, શરાફ રણછોડલાલ ગીરધરલાલ | ૨ |
| શ્રી વડનગરાભ્યન્તર નાગર સુબોધછક સભા | ૨ |
| રા. રા. શંભુપ્રસાદ બેહેચરદાસ | ૨ |
| ,, ,, કાળીદાસ ચુનિલાલ | ૧ |
| ,, ,, કનૈયાલાલ ગોપાળજી | ૧ |
| ,, ,, ભોગીલાલ તારાચંદ | ૧ |

| | | | |
|---|---|---|---|
| ,, | ,, | કનૈયાલાલ અંબાલાલ | ૧ |
| ,, | ,, | એમચંદ જમનાદાસ | ૧ |
| ,, | ,, | વ્રિજવલ્લભદાસ ગોવરધનદાસ | ૧ |
| ,, | ,, | જીવણલાલ વરજરાય | ૧ |
| ,, | ,, | નીલકંઠરાવ જસવંતરાય | ૧ |
| ,, | ,, | છોટાલાલ હરીલાલ દેસાઈ | ૧ |
| ,, | ,, | ચંદુલાલ છોટાલાલ ઝવેરી | ૧ |
| ,, | ,, | ચમનલાલ મોતીલાલ | ૧ |
| ,, | ,, | નારણલાલ માહાસુખ | ૧ |
| ,, | ,, | છોટાલાલ ઉજમલાલ | ૧ |
| ,, | ,, | રેસીકરાય છોટાલાલ | ૧ |
| ,, | ,, | નારણલાલ નરોતમદાસ | ૧ |
| ,, | ,, | કૃપાશંકર દોલતરામ | ૧ |
| ,, | ,, | ચુનિલાલ વનમાળીદાસ | ૧ |
| ,, | ,, | માધવશંકર ભવાનીશંકર | ૧ |
| ,, | ,, | હરીલાલ મગનલાલ કોન્ટ્રેક્ટર | ૧ |
| ,, | ,, | ચમનલાલ નગીનદાસ | ૧ |
| ,, | ,, | નગીનદાસ લલુભાઈ | ૧ |
| ,, | ,, | ત્રીકમલાલ નારણદાસ | ૧ |
| ,, | ,, | રામલાલ મોહનલાલ | ૧ |

| | | | |
|---|---|---|---|
| ,, | ,, | ત્રીકમલાલ જેઠાલાલ | ૧ |
| ,, | ,, | મોતીલાલ વખતચંદ | ૧ |
| ,, | ,, | હરીલાલ છગનલાલ | ૧ |
| ,, | ,, | માણકલાલ જેકીશન | ૧ |
| ,, | ,, | પુરૂષોતમ હરીભાઈ | ૧ |
| ,, | ,, | વરજલાલ નથુભાઈ | ૧ |
| ,, | ,, | માણકલાલ મગનલાલ મેહેતા | ૧ |
| ,, | ,, | ઉમીયાશંકર ગૌરીશંકર ત્રીવેદી | ૧ |
| ,, | ,, | દાનસાજી પેસ્તનજી | ૧ |
| ,, | ,, | હરીલાલ દેસાઇભાઇ | ૧ |
| | | **કલોલ** | |
| રા. | રા. | સાંકળચંદ ગોવિંદલાલ | ૪ |
| ,, | ,, | મગનલાલ બાપુજી શુક્લ | ૧ |
| ,, | ,, | છોટાલાલ નથુભાઈ | ૧ |
| ,, | ,, | સોભાગ્યચંદ હકમચંદ | ૧ |
| | | **મુંબાઈ.** | |
| રા. | રા. | દામોદર ઈશ્વરદાસ બુકસેલર | ૫ |
| ,, | ,, | સુરજમલ નાહલચંદ | ૨ |
| ,, | ,, | મગનલાલ વિ. હરજીવન | ૧ |
| ,, | ,, | પ્રેહલાદ દેવશંકર | ૧ |

" " સેવકરામ જગદીસ ૧
" " ભાઈચંદ વનમાળી ૧
" " જીવણદાસ હંસરાજ ૧
" " હરીદાસ નથુભાઈ ૧
" " છોટાલાલ ભામજી ૧
" " પ્રાણજીવન વિશ્રામ ૧
" " પરસોતમ કલ્યાણજી ૧
" " નારણદાસ ઠાકરશી ૧
" " પ્રેમસિંહ એતસિંહ ૧

નડીયાદ.

રા. રા. મણીલાલ નરસિંહલાલ બ્રહ્મચાર્ય ૧
" " મગનલાલ મણીભાઈ પંડ્યા ૧
" " અમરતલાલ ત્રીભોવન ૧
" " જગનાથ ગુલાબરામ ૧
" " નવનીધરાય નારાયણભાઈ મહેતા ૧
" " બાપુલાલ નરસિંહભાઈ પટેલ ૧
" " નાનાલાલ નરસિંહલાલ પંડ્યા ૧
" " વૃજભુખણ ચુનીલાલ બક્ષી ૧
" " આપાભાઈ નરસિંહભાઈ ૧
રા. રા. શીવલાલ લલ્લુભાઈ ૧

રા. રા. માણકલાલ મુળજી ૧
" " દેવશંકર લાલશંકર જાની ૧
" " કૃષ્ણલાલ ભોગીલાલ મેહતા ૧
" " નાનાભાઈ ગલાભાઈ પટેલ ૧
" " અંબાલાલ હરીશંકર ૧
" " શા. ભાઈચંદ ગોપાળદાસ ૧
" " પરીખ અંબાલાલ શીવલાલ ૧
" " શા. દલસુખભાઈ લલ્લુભાઈ ૧

ધ્રાંગધ્રા.

કુમારશ્રી કરણસિંહજી માનસિંહજી ૧
રા. રા. ઓગડલાલ રામકૃષ્ણદવે ૨
" " અમીચંદ નથુભાઈ વેલાણી ૨
" " ભટ કેશવલાલ રેવાશંકર ૧
" " દવે ગવરીશંકર કેશવલાલ ૧
" " ભટ વૃજલાલ પીતાંબર ૧
" " કરસન પાનાચંદ ૧
" " શા. ભુરા માણકચંદ ૧
" " મીરજના સદા ૧
" " દવે ત્રીબંકરાવ રામજી ૧
" " દવે બાળાશંકર રામજી ૧

મુશ્રા નવીબજારમાં વસ્તીમીયાં

રા. રા. મેતા હરીવલવ જુઠા ૧
,, ,, ત્રવાડી હરીવલવ મહાશંકર ૧
,, ,, ભટ ચતુર્ભુજ પ્રાણજીવન ૧
,, ,, કેશવલાલ માણેકચંદ ૧
,, ,, જેઠા ટોકર ૧
,, ,, લખ્મીચંદ મકનજી ૧
,, ,, ખુશાલચંદ દેવજી ૧
,, ,, પુંજા ચતુર વેલાણી ૧
,, ,, યના ભૂદર ૧
,, ,, અરજણ જાદમ ૧
,, ,, જસાભાઈ હરીભાઈ ૧
રા. રા. રામશંકર રેવાશંકર ૧
,, ,, મુલુકચંદ મનોરભાઈ ૧
,, ,, કારકુન સોમચંદ માહાદેવ ૧
,, ,, છગનલાલ બાળમુકંદ ૧
,, ,, છગનલાલ લખ્મીચંદ ૧
,, ,, મુળશંકર રાજારામ ૧
,, ,, વનમાળી રાજારામ ૧
,, ,, દેસાઈ આતમારામ હીરજી ૧
,, ,, છેલશંકર લક્ષ્મીશંકર. ૧
,, ,, ગઢવી હલુ ઠાકરશી ૧
,, ,, હરીપાળ ક્રીપાશંકર ૧
,, ,, કુંવરજી મનજી ૧
,, ,, લલુ કલ્યાણજી ૧
,, ,, મોતી હંસજ ૧
,, ,, શા. તારાચંદ નાગરદાસ ૧
,, ,, ઠક્કર રતનશી હરીદાસ ૧
,, ,, દેવશી વીરા પટેલ ૧
,, ,, મેહેતા મલુકચંદ તુળશી ૧

વડોદરા.

રા. રા. મણીભાઇ બાળાજી મજમુંદાર ૧
,, ,, મટુભાઈ જટાશંકર ૧
,, ,, મણીલાલ ચુનિલાલ ૧
,, ,, ભગવાનલાલ બાપાલાલ ૧
રા. રા. હરગોવીંદ કેશવલાલ ૧
,, ,, મણીલાલ મુળજીભાઇ ૧
,, ,, છગનલાલ લલુભાઇ ૧
,, ,, ચુનીલાલ મુળજીભાઇ ૧
,, ,, ગણપતરામ હરગોવન ૧

,, ,, ઈશ્વરભાઇ ત્રીકમભાઇ ૧
,, ,, કાળીદાસ દયારામ ૧
,, ,, મોતીલાલ અમરેતલાલ ૧
,, ,, દેશાઇ દુલભરામ શંકરજી ૧
,, ,, ઠાકોરદાસ દયારામ ૧
,, ,, ચીમનલાલ અમથાભાઈ ૧

ભગસરા.

રા. રા. રેવાશંકર અંબ શંકર. ૧
,, ,, રાયચંદ ગોપાળજી ૧
,, ,, રવિશંકર વિ.શવજી ૧
,, ,, હુસેનખાં મોસમખાં ૧
,, ,, અમરશી રામજી કારકુન ૧
,, ,, જાડા રતનસિહ ૧
,, ,, રામકૃષ્ણરામ આણંદરાવ ૧
,, ,, ચુનિલાલ નર્મદેશ્વર ૧
,, ,, લખમાંચંદ સામજી ૧
,, ,, રેહીમબખ્સ મદારબખ્સ ૧
,, ,, હશનખાં રેહેમાન ૧
,, ,, વસરામ હીરજી ૧

સાદરા.

રા. રા. મીઠાલાલ વરીલદાસ ૧
,, ,, ગોબરધન માવજી ૧
,, ,, મગન ભગવાન ૧
,, ,, મગન ફતેચંદ ૧
રા. રા. ગીરધર ગુલાબચંદ ૧
,, ,, બબલ અંબારામ ૧
,, ,, છોટાલાલ ભગવાન ૧
,, ,, માકળચંદ ભાઇચંદ ૧
,, ,, બાપુલાલ ઉમેદ ૧
,, ,, ધનચંદ દેવચદ ૧
,, ,, વ્રજલાલ કાળીદાસ ૧
નેકનામદાર માહારાણા શ્રી વખતસિંહજી
લુણાવાડા કારભારી મારફત.લુણાવાડા. ૮
રા. રા. હિરાલાલ વિ. વિદ્યારામ ૨
,, ,, હરીકૃષ્ણ જયકૃષ્ણ ભટ ઓવરસીયર ૨
,, ,, રણછોડલાલ વિ. સેવકરામ ૧
,, ,, હિરાલાલ કરૂણાશંકર યાજ્ઞીક ૧
,, ,, વલ્લવદાસ મુળજી મેહેતા ૧
,, ,, છગનલાલ બહેચરભાઈ ૧
,, ,, રણછોડલાલ નાથજી પંડયા ૧

,, ,, નભુલાલ ત્રીભુવનદાસ ભટ ૧
,, ,, શેઠ વૃજલાલ દલસુખભાઈ ૧
,, ,, શેઠ નાથજી જેઠાભાઈ ૧
,, ,, શેઠ માહાસુખ સબુરભાઇ ૧
,, ,, મેહેતા પુરશોત્તમ હરીભાઈ ૧
રા. રા. ત્રીકમલાલ ગીરધરલાલ દેશાઇ ૧
,, ,, માહાસુખ હરજીવન ૧
,, ,, જગન્નાથ મનસુખરાંમ ૧
,, ,, પિતાંબર હરગોવીંદ ૧
,, ,, માહાસુખ સબુરભાઇ ૧
,, ,, ગણુપત મોતીરાંમ ૧
,, ,, કોદર નરભેરાંમ ૧
,, ,, વૈકુંઠ નારણજી ૧

છોટા ઊદેપુર.

રા. રા. આદિત્યરામ દલપતરામ હેડમાસ્તર ૧
,, ,, ત્રીકમલાલ કૃષ્ણરાંમ ૧
,, ,, ગોપાળરાવ રામભાઉ ૧
રા.રા. શ્યામલાલ હીરાલાલમજમુન્દાર પાટણ.૨
,, ,, અમીધર રણછોડ દેશાઈ ૧
,, ,, હરીધર રણછોડ દેશાઈ ૧

,, ,, ઉમીઆશંકર મણીશંકર ૧
,, ,, જુરાશંકર ઇચ્છાશંકર ૧
,, ,, ત્રીકમલાલ કુબેરજી ૧
,, ,, મણીશંકર વીઠલરાવ ૧
,, ,, ખેમચંદ ભાઈચંદ ૧
,, ,, હીરાલાલ ગુલાબચંદ ૧
,, ,, જમનાદાસ ગોપાળદાસ ૧
,, ,, મુળશંકર રણછોડ ૧
,, ,, શંભુધર લક્ષ્મીધર દેશાઈ ૧
,, ,, રંગનાથ શંભુનાથ ૧
રા. રા. કાશીરામ ભોધજી વ્યાસ લખતર. ૧
,, ,, માહાદેવ નરભેરામ રાવળ ૧
,, ,, છગનલાલ જેશંકર ઠક્કર ૧
,, ,, દેવશંકર જીવરામ જોશી ૧
,, ,, લક્ષ્મણરાવ સખારામ ૧
,, ,, તખ્તસિંહ પ્રતાપસિંહ ઝાલા ૧
,, ,, રેવાશંકર હરીભાઈ ૧
,, ,, ગવરીશંકર પુરશોતમ રાવળ ૧
,, ,, કેસરીસિંહજી મગાભાઈ ૧
,, ,, હનુભાઈ અમરસિંહ ૧

રા. રા. બાળાશંકર પુરશોતમ રાવળ. લીલાપુર. ૧
,, ,, શા. માવજી લલ્લુ ૧
,, ,, ખુશાલ ભાઈશંકર રાવળ ૧
,, ,, ઠક્કર વનમાળી સુંદરજી ૧
,, ,, પટેલ જીવરાજ પુરશોતમ ૧
,, ,, જગજીવન માહાશંકર જાની ૧
,, ,, હરી દલા ૧
,, ,, નારાયણ હામા ૧
,, ,, રામદાસ હરીદાસ ૧
,, ,, રાવળ વલ્લભરામ દેવજી ૧
,, ,, જાની વેલજી જુઠા ૧
,, ,, રાવળ જેઠાલાલ પ્રાણજીવન ૧
શ્રી બાળ હિતેચ્છુ સભા કડી. ૧
રા. રા. રંગલાલ હરીલાલ મજમુન્દાર ૧
,, ,, રામલાલ મથુરાલાલ ,, ૨
,, ,, નટવરલાલ હીરાલાલ ,, ૧
,, ,, બીહારીલાલ હીરાલાલ ,, ૧
રા. રા. જદુલાલ મોહનલાલ ભુજ. ૧
,, ,, રેવાશંકર અંબારામ ૧
,, ,, જીવરામ ગોપાળજી ૧

,, ,, ખીમજી વાઘજી વકીલ ૧
,, ,, વલ્લભજી વિ. બેચર ૧
,, ,, વૈકુંઠરામ વિ. નારણજી ૧
,, ,, શીવજી વિ. મુળજી ૧
,, ,, જોશી લવજી લક્ષ્મીદાસ ૧
,, ,, પટેલ હરીલાલ ઉમેદરામ ૧
,, ,, મેહેતા મુગટરામ વિ. ભવાનિશંકર ૧
,, ,, નરભેશંકર અંબાશંકર મેહેતા ૧
,, ,, ગોવરધનદાસ વિ. પ્રભુજી કાયસ્થ ૧
,, ,, લક્ષ્મીદાસ હરજીવન ૧
,, ,, આરબ અલ્લી બીનમહમદ ૧
,, ,, મેહેતા પુરૂષોત્તમ મુળજી કાયસ્થ ૧
નેકનામદાર માહારાણા શ્રી પ્રતાપસિંહજી
સિરેસ્તેદાર મારફત. સુંથરામપુર. ૧૨
રા. રા. વકીલ દલસુખરામ નથુરામ વિરમગામ. ૧
,, ,, ,, હરીલાલ મોહનલાલ ૧
,, ,, હરીલાલ મયારામ ૧
,, ,, શેઠ ચુનીલાલ માહાસુખભાઈ ૧
રા. કોઠારી માધવજી મોથાળો. ૧
રા. સોની ભવાન અરજણ ૧

| | |
|---|---|
| રા. દવે ગૌરીશંકર દેવશંકર | ૧ |
| રા. પંડ્યા કાળીદાસ બાપુજી મહુધા. | ૧ |
| રા. ઠાકર કુબેરરામ માણેકજી | ૧ |
| રા. જીવણલાલ હરગોવન પંડ્યા ધંધુકા. | ૧ |
| રા. ચુનીલાલ પરભુભાઇ દેસાઇ | ૧ |
| રા. શા. વરજલાલ પરભુદાસ | ૧ |
| ,, ,, કેશવલાલ ટોકરદાસ | ૧ |
| રા. દવે લક્ષ્મીશંકર જયભાઇ ઉમરેઠ. | ૧ |
| રા.ચંદ્રસિંહજી બાપજી નાસેકટરી છોટાઉદેપુર | ૧ |
| રા. તોળાશંકર. ગીરજાશંકર દેવગઢ. | ૧ |
| રા. રણછોડ હરીશંકર વ્યાસ | ૧ |
| રા. હરીવલ્લવ દામોદર | ૧ |
| રા. મુળજી રઘુનાથજી વાડાસિનોર. | ૧ |
| રા. રા. ગણપતરાંમ બાપુજી ઉનાવા. | ૪ |
| રા. રા. ગીરધરલાલ મોતીચંદ વરેતજ. | ૧ |
| રા. રા. જમનાદાસ લલ્લુભાઇ | ૧ |
| રા. રા. અલુભાઈ મેહેતા સિધપોર. | ૧ |
| રા. રા. ક્રીસ્નલાલ મગનલાલ<br>ક્વેટા (બલુચિસ્તાન) | ૧ |
| રા. રા. કેશવજી મ્હેરાબાઇ સ. ટ્રેઝરર | ૧ |

| | |
|---|---|
| રા. રા. નારાયણ ગણેશ પરશ દબાવુ ડાકોર. | ૧ |
| રા.રા. પ્રાણજીવનદાશ ફુલભરામદલાલ સુરત. | ૧ |
| રા. રા. રણછોડજી નાગરજી કતાર ગામ. | ૧ |
| રા. રા. મકનજી ભીમભાઇ નાયક | ૧ |
| રા. રા. નાહાલચંદ નથુભાઈ કપડવંજ. | ૨ |
| રા. રા. હરીશંકર ભવાનિશંકર ભીલાગામ. | ૧ |
| રા. રા. ગોવીંદરામ લલ્લુભાઇ | ૧ |
| રા. રા. ભાયચંદ લલુભાઈ કરજણ | ૧ |
| રા. રા. ચુનીલાલ ભુરાભાઈ. ગાંધેરા. | ૧ |
| ,, ,, જગજીવન અમરતલાલ | ૧ |
| ,, ,, ભુરાભાઈ દ્વારકાંદાસ | ૧ |
| ,, ,, ચુનીલાલ મનસુખ | ૧ |
| ,, ,, છોટાલાલ હરીવલ્લવ | ૧ |
| રા. રા. કુબેરજી જગનાથ માધવપોર | ૧ |
| ,, ,, શેઠ હાથીભાઈ મુળચંદ માણસા | ૧ |
| ,, ,, દામોદર હીરજી ચોરવાડ | ૧ |
| ,, ,, નારાયણ આભાજી મોરબી | ૧ |
| ,, ,, પા. અંબાઇદાસ પ્રાગદાસ કુરચર | ૧ |
| રા. રા. અમનરાય હરરાય પાલણપોર. | ૧ |
| રા. રા. જસાભાઈ વાહાલાભાઈ | ૧ |